૩૪૦૦

# છોકરાંને કેળવણી આપવા સંબંધી સુચના.

શરૂઆતનાં તથા વચલાં ધોરણની કેળવણી આપનારા શીક્ષકોને તેમજ ખાનગી અભયાસ કરાવનારાઓને, છોકરાં તરફની તરેહવાર ફરજો શીખવનાર સામયો.

મુંબઈ:
મુંબઈ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીનાએ
છાપ્યું છે.

સન ૧૮૮૮.

# છોકરાંને કેળવણી આપવા સંબંધી સુચના.

શરૂઆતનાં તથા વચલાં ધોરણની કેળવણી
આપનારા શીક્ષકોને તેમજ ખાનગી
અભયાસ કરાવનારાઓને, છોકરાં
તરફની તરેહવાર ફરજો
શીખવનાર ભોમયો.

મુંબઈ:
મુંબઈ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીનાએ
છાપયું છે.

સન ૧૮૮૮.

# ખોલાસો.

બાળકો તથા મોટી વયનાં છોકરાંને કેળવણી આપવાનું કામ, આ તરફ દેશીઓમાં હજી જોઇયે તેવી રીતે ચાલવા લાગયું નથી. તેમાં ઘણી પ્રકારની સમજ દાખલ થવી જોઇયે છે. સુધરેલા દેશોમાં તે ઊપર વખત જતાં બહુ ધયાન અપાતું જાય છે, અને તે સંબંધી અનેક પુસ્તકો પ્રગટ થવા લાગયાં છે. તેમના ઉપરથી ઉપજાવી કાહાડેલા કેટલાક વીષયોનું આ પુસ્તક બનાવયું છે; અને તેમની નેમ, શીક્ષકોને છોકરાં તરફની પોતાની ફરજો વીશે કેટલીક સુચના કરવાની રાખી છે. આશા છે કે, શુરૂઆત તરીકે આ પુસ્તક, જુદી જુદી નીશાળના શીક્ષકોને તેમજ ખાનગી અભયાસ કરાવનારાને અને ઉમરે પોહોંચેલા નીશાળયાઓને કાંઇક ઉપયોગનું જણાશે.

# સાંકળીયું.

# આપણી સ્કુલોમાં અપાતી મુળ કેળવણી—તે કેમ અપાય છે અને કેવી રીતે અપાવી જોઇયે.



આપણી સકુલોમાં અપાતી કેળવણી, તેમાં અકસર કરી શુરૂઆતની કેળવણી, જેવી જોઇયે તેવી રીતે અપાતી નથી એવી ફરયાદ આપણે આજ વરસો થયાં સાંભળયે છીયે. આપણી સરકારી તથા ખાનગી સાહસથી ચાલતી સંખયાબંધ સકુલોમાંથી, થોડીજ એવી મળી શકશે, જેમાં અપાતી શુરૂઆતની કેળવણી તરફ સંતોષ બતાવવાને આપણને કારણ મળે. અલબતાં, ધોરણોથી નકી કરેલો અભયાસ છોકરાંઓને પાઠે કરાવવામાં, તથા વારસીક પરીક્ષાઓમાં મન માનતી સંખયામાં છોકરાં પસાર કરી આપવામાં, ઘણી સકુલો ફતેહમંદ નીવડે છે, પણ ખરૂં જોતાં તેમની તે ફતેહમાં સંગીનપણાં કરતાં પોકલપણું વધારે માલમ પડશે. નેમી આપેલાં ધોરણો પ્રમાણે છોકરાંઓને જે રીતે શીખવવામાં આવે છે, તે રીત શીખનાર તથા શીખવનાર બંને માટે કંટાળા ભરેલી છે. તેને કેળવણી કરતાં વેઠનું નામ વધારે છાજતું છે. ખરી કેળવણી કયારે કેહવાય, કે જયારે તે આપનાર તથા લેનાર બંનેને તેમાં કાંઈ મજાહ મળે. પણ આપણી તરફ અપાતી કેળવણીમાં તેવું કદાચજ જણાશે. શીખનાર અને શીખવનાર બંને એકમેક સાથે સંબંધ રા-

ખતાં યંત્રો માફક પોતાનું કામ વગર વીચારે બજાવયા જાય છે. ચોકસ પાઠો મોહડે બોલાવી જઈ યા લખાવો કે વંચાવી જઈ, તથા એકની એક જુની રીતે તે શીખવી જઈ, શીક્ષક પોતાનું કામ પુરૂં થયલું સમજે છે. બીજા હાથ પર, તેનાં શીષ્યો, સજાની બીહીકથી અથવા એક બીજા પર નંબરની સરસાઈ મેળવવાના કુદરતી લોભને ખાતર, પોતાના પાઠો મરથી મોહડે ભરી લાવી પોપટ પેઠે બબડી જાયછે, અને તેમાં પોતાની ફરજ અદા થયલી માને છે. શરૂઆતની કેળવણીના એકાદ વરગમાહેલા પેહલો અથવા બીજો ચહડતો નંબર રાખનાર કોઈ છોકરાને તેનો પાઠ આપણે વાંચવા કહીશું, તો બની શકે એટલી ઝડપમાં તે વાચીને પુરો કરી જશે; પણ તે બંધ કરીને તેમાંની મતલબ વીશે તેને સવાલ કરીશુ, તચારે તે આપણું મોહોડું જોશે, અથવા એવો બચાવ લાવશે કે, "માસતર અમારૂં લેસન એવી રીતે લેતા નથી." એજ છોકરો પરીક્ષાને ટાંકણે ચહડતી પદવીએ પસાર થઈ ઊપલા વરગમાં જશે, અને તેના શીક્ષકો અને માબાપ તેની કેળવણી તરફ સંતોષ બતાવશે; પણ તે કેળવણી આવી પોકલ છે તે વીશે તેમને થોડીજ ખબર છે. આવી રીતે આપણી ઘણી ખરી સકુલોમાં કેળવણીનું કામ ચાલયું જાય છે, અને તેની સામે કશા ચાંપતા ઉપાય લેવાની કોશેશ થતી નથી, એ દલગીરી ઉપજાવનારૂં છે.

પણ મુળ કેળવણીની એ ખામીભરેલી હાલતનું કારણ શું, અને તે કેમ દુર થઇ શકે? તેની ખામીનાં

કારણો બે છે;-પેહેલું એ કે, કેળવણી આપવાનાં તથા પરીક્ષા લેવાનાં ધોરણો જેવાં જોઇએ તેવાં નથી; અને બીજું એ કે, જેઓ શીક્ષકોનું નામ ધારણ કરી બાળકોનાં મગજ કેળવવાનું માથે લે છે, તેઓ કદાચજ પોતાનાં કામને લાયક હોય છે. બંને કારણો સેહેલમાં દુર કરી કેળવણીની હાલત સુધારી શકાય એમ છે. શરૂઆતની કેળવણી માટે ઠરેલાં ધોરણો, કુમળાં બાળકોની મગજ શકતી ખીલવવાને બદલે તેને વધારે બુઠી કરી નાંખે એવાં છે. બાલકોને સામાનય જ્ઞાન, જેમ બને તેમ સેહેલ આકારમાં મળે, અને તેમનાં મગજપર બરાબર ઠસે, એવી રીતના ધોરણો મુળ કેળવણીનાં હોવાં જોઇએ પણ તેને બદલે આપણાં ધોરણોથી જે કેળવણી મલે છે; તે ગુચવાણ ભરી, કંટાળા ભરી અને મેહેનત ભરી હોય છે, અને આ વરસે શીખેલી ઘણી વાતો આવતે વરસે બાળકોની યાદદાસતમાંથી નીકળી જાય છે. ધોરણોની એ અગવડનો પેહેલો નીકાલ થવો જોઇએ, અને ધોરણો એવાં સાદાં અને સેહેલાં થવાં જોઇયે, કે તે મુજબ અભયાસ કરતાં બાળકો જરૂરનોજ બાબતોનું જ્ઞાન સારી રીતે, રમુજ સાથે, અને યાદ રહી શકે એવા આકારમાં મેળવે.

મુળ કેળવણીની બીજી મોટી ખામી, જે શીક્ષકોની લાયકાત યાને તેમની શીખવવાની રીતોની છે, તે પેહેલી ના કરતાં ઓછી ગંભીર નથી. સરકારી તેમજ ખાનગી સકુલોમાં શીક્ષકો પસંદ કરતી વેળા તેમની લાયકાતની

જેવી જોઇયે તેવી તપાસ કદાચજ થાય છે. પોતાના શીષયો કરતાં થોડુંક વધારે શીખેલા કાચી વયના, ઊધરતી ઓલાદના ભોમયા અથવા સકુલ માસટર થઇ નોકળેલા, જયાં જોઇયે તયાં નજરે પડે છે. તેઓ નીશાળયાઓને તેમના પાઠો બરાબર ભરડવા શીખવી શકે, એટલાંમાંજ તેમના ઉપરીઓ તેમનાથી સંતોષ પામે છે. શીક્ષકની ફરજો અને જોખમો એ કેહવાતા " માસતરો " કદાચજ જાણે છે. નાના બાળકોને શીખવનાર માણસો તરીકે અનુભવી, પુખત સમજવાળા અને ઊંચી કેળવણી પામેલા શીક્ષકો રાખવાની જરૂર, આપણી સકુલોના વડા કારોબારીઓ સમજતા જણાતા નથી. એવા શીક્ષકો ચહડતા વરગોમાં થોડા ઘણા મળશે ખરા, પણ મુળ કેળવણીના વરગો, જયાં બાળકોની આખી જીંદગીની કારકીરદીનો મુળ પાયો મજબુત કરવાનું કામ ચાલે છે, તયાંજ એવા આસામીઓની જરૂર સમજવામાં આવતી નથી. મુળ કેળવણી આપનાર શીક્ષકનું કામ, ચહડતા વરગોના શીક્ષકોના કરતાં વધારે કઠણ છે; કેમકે, એક માણસની આખી જીંદગીની સારી માઠી કારકીરદીનો આધાર, તેને શુરૂઆતમાં મળતી કેળવણી ઉપર રહે છે. તેવું જોખમ ભરેલું કામ, એવા માણસના હાથમાં મેલાવું જોઇયે, જે પોતાનો જોખમ સંપુરણ રીતે સમજતો હોય. આથી દીસતું છે કે, શુરૂઆતની કેળવણી આપનારા શીક્ષકો, આપણે સાધારણ રીતે જોઇયે છીયે તેવા નાદાન વયના અને ટુંક ભંડોલયા નહીં, પણ પાકી સમજના અને

સંગીન કેળવણીવાળા હોવા જોઇયે. બાળકોનાં મનની વળણ સમજયા વીના તેમને કેળવણી આપવાથી, ધારેલી મતલબ કદી પાર પડતી નથી; એટલે તે વળણ જાણવા-ની શીક્ષકની પેહલા ફરજ છે. ઘણીવાર એવું બને છે કે, એક છોકરો દેખાઇતો ઠોઠ હોય છે, તોપણ તેનો શીક્ષક તેનાં મનની ખરી વળણ શોધી કાહાડી તે વળણને અનુ-સરતી તરબીયત તેને આપે છે, એટલે તે ઉલટથી શીખવાપર ધયાન આપે છે. અલબતાં એવી વેળા એક બીનઅનુભવી શીક્ષક તે છોકરાને શીક્ષા કરીને ઠેકાણે લાવવાની તજવીજ કરે છે, નહીં તો તેને પડતો મેલે છે. શુરૂઆતની કેળવણીનું કામ ઘણા અનુભવી અને જ્ઞાની માણસને હાથ જવાની કેટલી જરૂર છે તે, આ ઉપરથી સારી રીતે જોવામાં આવશે. જયાં સુધી ઉપર જ-ણાવેલી બે મુખય ખામીઓ દુર ન થાય, તયાં-સુધી ગમે એવા ફેરફાર અને સુધારા છતાં આપણા તરફની કેળવણીની હાલત ખરેખર સુધરવાની આશા રાખવી ફોકટ છે.

---

## બાળકોને દાખલા તથા નમુનાઓથી કેળવણી આપવાની જરૂર.

બાળકોને હરેક વસતુ યા પ્રાણી વીશે પાઠો શીખ-વતી વેળા, શીક્ષકે લાગુ પડતા દાખલા અને નમુનાઓ

તેઓ આગલ આપતા જવાની કેટલી જરૂર છે, તે આપણી તરફના ઘણા લોકો જાણતા ન હશે. આપણી સકુલોમાં એ રીતી ઉપર મનમાનતી રીતે અમલ થતો હોય, એમ લાગતું નથી. એવા દાખલાઓ અને નમુનાઓથી, એક બાબતનું જ્ઞાન બાળકનાં મગજ પર મજબુત રીતે ઠસે છે. મોટો અથવા ગધેડો કેવાં જાનવર છે તેનું મોહડેથી સાંભળેલું અથવા ચોપડીમાં વાંચેલું વરણન, બાળકોનાં કુમલાં ભેજાં તો શું, પણ ઉમરે પુગેલાં માણસોનાં પાકટ મગજમાં પણ જળવાઇ રહે નાહી. આથી, જો તેમને એક ચીજનું ખરેખરૂં જ્ઞાન આપવું હોય, તો તે અસલ ચીજ, અથવા તેનો નમુનો કે ચીત્ર, તેમને દેખાડી, સાથે સાથે તેને લગતું વરણન આપતા જવું જોઇએ. એવી રીતે કેળવણી આપવાથી, તેઓ એક ચીજનું જ્ઞાન મેળવશે એટલુંજ નાહી, પણ તે વીશે પુછપરછ કરવા અને વધારે જાણવાને આતુર થશે, અને પોતાની સમજ શકતી વાપરવાની કોશેશ કરશે. કેળવણીને લગતી વસતુઓના ૧૮૮૪ નાં વરસના મે માસમાં અતરે ઊઘાડેલાં સંગ્રાહસથાનની જેઓએ ભેટ લીધી હશે તેઓએ જોયું હશે કે, બાળકોને આવી રીતે કેળવણી આપવાની ઈંગરેજોની ગોઠવણો કેવી સરસ છે. અલબતાં, બાળકોને કેળવણી આપવાની તેમની રીતોમાંથી કેટલીક ખામીઓ નીકળે છે, પણ આપણાં કરતાં તે ઘણે દરજજે ચાહડતી છે. જેમ બને તેમ બાળકોને પોતાના અભયાસમાં રમુજ મળે, અને તે પાછલ

તેમને ઉલટ સ્ફુટે, એવી ગોઠવણો તેઓ વધારતા જાય છે. બાળકોને તેમની કેળવણીની શરૂઆતમાં દાખલ દલીલોથી શીખવવા લાયક બાબતો, નીચે મુજબ ગોઠવી શકાશેઃ—

૧—તેમની દર રોજની રમતમાં આવતી ચીજો. જેવી કે, દડા, પતંગ, લખોટા વગેરેની સમજ.

૨—સાધારણ વપરાશમાં આવતી ચીજો. જેવી કે, ખુરસી. ટેબલ. સોય, દોરો. છરી વગેરે.

૩—પશુ, પક્ષી, તથા વનસપતીને લગતું ઉપરટપકેનું ગ્નાન.

૪—ખોરાક તથા પોશાકને લગતી જણસો, જેવાં કે. આટો, ભાજી, દુધ, રોટલી, તથા રૂ, સુતર, ઉન, બદન. કડીઓ ઇતયાદી.

૫—શરીરના અવયવો. જેવા કે હાથ, પગ, આંખ, કાન. વગેરેની ગોઠવણ, તથા ઉપયોગની સમજ.

૬—દર રોજનાં સંસાર ચેડવારને લગતાં સાધારણ કામો, જેવાં કે રાંધવું, કપડાં ધોવાં, વગેરે. તથા દરજી, સોની, દુકાનદારો વગેરેના ધંધાને લગતાં કામોની જાણવા જોગ સમજ.

૭—સાધારણ કુદરતી દેખાવો, જેવા કે સુરજ, ચંદર, પવન, વરસાદ, બરફ, પાણી વગેરે.

બાળકો ચહડતા વરગમાં જઇને ખાસ બાબતોના અભયાસ કરતાં થાય, તયાં સુધી એવી રીતની તેમને કેળવણી મળવી જોઇયે. ઊપલા વરગોમાં જવા પછી તો, તેમની ખીલેલી સમજ શકતીનાં પ્રમાણમાં દાખલા

અને નમુનાઓ સહીત તેમને નેમેલી બાબતોની કેળવણી મળેછેજ. એવી કેળવણી આપતાં, બાળકની વય અને સમજ શક્તીને માફક આવે એટલુંજ જ્ઞાન આપવું, અને તે રફ્તે રફ્તે વધારતા જવું. જેબી દરરોજ જોવામાં આવતી ચીજ લાયક જણાય, તે તરફ બાળકનું ધયાન ખેંચી, તે વીશેની તેને સમજ આપીને અને તેમ કરતાં તેને તરેહવાર સવાલો પુછીને, તેને પોતાની સમજ શક્તી કસવાની તક આપવાથી કેળવણીની મતલબ બર આવેછે.

જે એક બાબતનો પાઠ શીખવવાનો હોય, તેને લગતા સઘળા નમુનાઓ વગેરે શીક્ષકે આગમજથી તઈઆર રાખવા, અને તેની એવી રીતે ગોઠવણ કરવી, કે શીખવવાનું કામ ચાલું થતાં વચ્ચે કશીબી અગવડ ઊભી થઇ, અસલ બાબતપરથી બાળકોનું ધયાન ખસેડી નાખે નહી. શીક્ષકે પોતે એકદમ બધું સમજાવી નહી જતાં સઘળું દેખાડાવતા જઇને અને તે સાથે ઘટતા સવાલો પુછીને, બાળકો પોતે જાતે સમજતાં જાય, એવી રીતે તેમને રસતે મેલવાં જોઇયે.

દરેક ચીજ વીશે શીખવતાં બનતાં સુધી તેની અસલ નકલ મેળવી હોય તો બહુ સારૂં. તેમ નહી બની શકે તો તે વીશે ઘટતી સમજ આપી શકે એવા નમુનાથી, અને તેબી નહી મળે તો શેવટે ચીત્રથી કામ લેવું. દાખલા તરીકે, એક ચોકસ જાતના ફુલ વીશે શીખવતાં તે જાતનાં થોડાંક ફુલો લાવી દરેક બાળકને તેમાનું એકેક હાથમાં આપવું. એક ઊલટમંદ શીક્ષક

ખચીત તેમજ કરશે. અગતને વખતે નમુના તરીકે બા-
ળકોને દેખાડવાને કામે લાગે એવી ચીજોનો સગ્રંહ
દરેક નીશાળમાં હમેંશા કરી રાખવો જોઇયે. તે સાથે તે-
મને રમુજ સાથે જ્ઞાન મળે એવી નવાઇની ચીજો
અને તરેહવાર અખતરા કરી બતાવવાને લગતાં હથયારો-
નોબી દરેક સકુલમાં સંગ્રહ થવો જોઇયે. વળી એવા સં-
ગ્રહમાં, પોતા તરફના નમુનાઓ લાવી મેલવાને બાળકો-
ને ઊલટ આપવાથી, ઘણો સારો વધારો થશે.

અસલ ચીજનો ખયાલ આપવા માટે ચીત્રનો ઊ-
પયોગ કરતી વેળા યાદ રાખવું, કે ચીત્રથી કાંઈ
અસલ ચીજ અથવા તેના આકારને મળતા હાથના બ-
નાવેલા નમુના જેટલી સરસ થઈ શકશે નહી; અ-
ને તેથી તે બંનેની ગેરહાજરીમાં નાચારીએજ ચીત્રને
ઉપયોગ કરવો, અને તે વેળા વધારે વીગતવાર સમજણા
આપીને તેમની ખુટ પુરવી. વળી એક ચીજનાં ચીત્ર
સાથે, તેની સાથ સંબંધ રાખનારી બીજી કોઈ
ચીજોનાબી ચીત્ર રાખવાની જરૂર છે. જેમ કે, હાથીનાં
ચીત્રમાં તેના માવતને, અથવા બીલાડીનાં ચીત્રમાં ઊં-
દરને પણ સાથે પાડેલો હોવો જોઇયે.

નીશાળોમાં રાખવામાં આવતાં "બોરડ" નો,
નમુનાઓ દેખડાવતી વેળા છુટથી ઉપયોગ કરવાને ભુલ-
વું નહી. નમુના અથવા ચીત્રોમાં જે ખુટ હોય, તે બો-
રડ પર ચીત્રો કાહાડીને પુરી પાડવાથી સવલતા થાય છે.
જરૂર પડતી વેળા એવાં ચીત્રો પાડવાની માહીતી રાખવા-

ની પણ દરેક શીક્ષકનો ફરજ છે. પોતાની નજર સામે એક ચીત્ર પડાયલું જોવાથી બાળકો વધારે ખુશી થાયાં છે, અને તેથી તઈયાર ચીત્ર કરતાં આવાં ચીત્રથી તેમનાં પર વધારે સારી અસર થાય છે. એવી રીતે ચીત્ર પાડવામાં વલી શીક્ષકને પોતાનાં કામમાં સગવડબા ઘણી થાય છે. એક ચીજના બારીકે બારીક ભાગો છુટા પાડીને તેમની સમજ આપવાને, તેને તેથી બની શકે છે. નમુના કે ચીત્રમાં કોઈ ચીજ નાની હોય તે વેળા તેને લગતી સમજ આપવામાં અડચણ પડે છે, જે અડચણ, બોરડ પર તે ચીજનું મોટું ચીત્ર પાડવાથી મટી શકે છે. વળી બની શકે તયારે, શીક્ષકે કોઈ નાની નાની ચીજોના પોતે પાડેલાં ચીત્રોની છોકરાઓ પાસ નકલ કરાવવાને પણ ચુકવું જોઈતું નથી. છેલે શીક્ષકોએ ચીત્રો પાડતાં, અખતરાઓ કરી બતાવતાં તથા નમુનાઓ દેખાડતાં, પોતાનાં કામમાં ઘણી સફાઈ અને સારી ગોઠવણ રાખવી જોઇયે, અને બાળકો પાસેથી પણ તેવીજ રીતે કામ લેવું જોઇયે, અને તે તેમને પોતાનાજ દાખલાથી શીખવવું જોઇયે,

## સીધ પદારથ વીજ્ઞાનની કેલવણીની બાળકો માટે અગત.

આપણી સકુલોના ચહડતા વરગોમાં સીધ પદારથ વીજ્ઞાનની અથવા કુદરતી વીદયા સંબંધી વીષયોની વધતી ઓછી કેળવણી મળે છે; પણ મુળ કેળવણીના વ-

રગોમાં તો તે બીલકુલ નજરે પડતી નથી. ઊધરતાં બા ળકોની બુધી ખીલવવા માટે એ કેળવણી અવશાયનો છે. જો સારી રીતે તે આપવામાં આવે, તો મંદમાં મંદ બુધીનાં બાળકની પણ તેના અભયાસ તરફની ઊલટ વધારવાની ખુબી તે ધરાવે છે. તેમાં શબદો કરતાં ચીજો અને પદારથોનું વધારે કામ ચાહે છે, અને તેજ તેની મુખય ખુબી છે; કેમકે તેથી તે પાછલ વોચાર કરી પોતાની સમજ શકતી ખીલવવાની બાળકને સરસ તક મળે છે. કોઇ કહેશે કે, બાળકો માટે એવા કઠણ વીષયનો અભયાસ કેમ પરવડે ? પણ એનો જવાબ સેહલ છે· સીધ પદારથ વોજ્ઞાન, યાને કુદરતી પદારથોના અભયાસમાં, બાળકોને ઊંડાં લેઈ જવાની ભલામણ અમો કરતાજ નથી. તેવો બીકટ અભયાસ ચહડતા વરગો માટે રાખી, બાળકોને માત્ર તેનું સાદું, સેહલું અને ઉપર ટપકેનું તતવજ્ઞાન આપવાની અમારી ભલામણ છે. કુદરતી પદારથોનું એ જ્ઞાન તેનો એક એક ચોકસ વીષય છુટો લેઇને આપવા કરતાં, તે સીલસીલાબંધ દરેક ચીજ સાથ સંબંધ રાખતી બીજી ચીજો ગોઠવીને આપવું વધારે સારૂં છે. આજે એક ફુલ લેઇને તે વીશે સમજ આપી, તો બીજે દહાડે કોઈ ધાતુનો એકાદ કકડો લીધો, અને ત્રીજે દીવસે એક હાડકાં ઉપરજ વાત ચલાવી, એવી રીતે જુદી જાતની ચીજો લઇ તે વીશેનું છુટું છુટું જ્ઞાન સાધારણ વાતચીત વેળા આપવાનું ઠીક થઈ પડે; પણ રીતસરની કેળવણી આપતી વેળા તેમ કરવું વાજબી

નથી. દરેક ચીજનો તેને લગતી બીજી ચીજ સાથ શો સંબંધ છે તેની સમજ, થોડી થોડી તોપણ સીલસીલાબંધ આપવાની જરૂર છે. કુમલી અને ઊધરતી બુધીની ખીલવણી માટે એજ રીત કામે લગાડવી જોઇયે. એવી કેળવણી આપતી વેળા યાદ રાખવું કે, બાળકો જલદીથી સમજી શકે, તેમને રમુજ મળે, અને તે વીશે તેમને વધારે જાણવાને ઉલટ થાય એવી રીતે દરેક બાબત તેમની આગલ રજુ કરવી. તે નેમ પાર પાડતાં શીક્ષકે ધયાનમાં રાખવા જોગ કેટલીક સુચના આ પ્રમાણેછેઃ—

૧—દરેક ચીજ પોતે સમજાવી જવા કરતાં થોડું થોડું સમજાવીને પછી, તેમાંથી શું સાર બાળકો પોતે કાહાડે છે તે તેમને સવાલો પુછીને નકી કરવું. એવી રીતે તેમને પોતાની સમજ વાપરવાની દરેક તક આપવી.

૨—જે ચીજ વીશે સમજ આપવાની હોય, તેને લગતા બની શકે એટલા નમુના તથા તેના સંબંધમાં કરવા લાયક અખતરાઓને બરનાં પુરતાં હથયારો અથવા સાધનો હંમેશ તઈયાર રાખવાં.

૩—પોતે જે કાંઈ સમજાવયું તથા દેખાડયું, તે બાળકોનાં મનપર બરાબર ઠસયું છે કે નહી, તે વીશે ખાતરી કરતા રેહવું.

૪—એક ચીજ વીશેની વીદયા હુનર સંબંધી સમજ આપીનેજ અટકવું નહી; પણ સાધારણ વેહેવારમાં તેનું કામ કેવા પ્રકારનું છે તેબી સમજાવતા જવું. દાખલા તરીકે, એક રોપા વીશે સમજ આપતાં તેની રચના દેખાવ વગેરે સમજાવવા સાથ તેના શું શું ઉપયોગો કરવામાં આવે છે, તેબી સમજાવવું.

૫–પોતાના શીષયોની સમજ શકતી સાથ કલપના શકતીનીબી તપાસ લેતા રેહવું.

૬–તકરારશકતી ખીલવવાની દરેક તક હાથ કરવી. બાળકોને તેમનું મત છુટથી પુછવું, અને તે બાંધવાનાં કારણો માંગી, તેમાં જે ખામી નજરે પડે તે સુધારવી.

વનસપતી વીદયા, રસાયણ શાસ્ત્ર, માણસનાં શરીરનો રચના, વીજલીક શાસ્ત્ર અને કુદરતી દેખાવો તથા ફેરફારોની સમજ, એ બાબતો સીધ પદારથ વીજ્ઞાનની મુળ કેળવણી માટે પસંદ કરવા જોગ છે. વનસપતી વીદયા તેમાં સરવોતમ છે. તેના અભયાસમાં જરૂર પડતા નમુનાઓ સેહલથી અને જયાં જોઈયે તયાં મળી આવે છે. તેમાં અખતરા વગેરે કરવા માટેનાં ઓજારોની ઝાઝી જરૂર પડતી નથી, અને તે બાળકને સેહલથી શીખવી શકાય છે. તેના અભયાસમાં ઘણી નાની નાની પાયરીઓ છે, અને તે કોઇબી પાયરીએ અભયાસ અટકાવી શકાય છે. બાળકોનાં મગજ પર તે ઘણી સારી અસર કરે છે, અને તેને લગતું અવલોકન કરવા માટે બાગો તથા ખેતરોમાં ફરવાથી મગજ સાથ તેમનાં શરીરને કસરત મળે છે. ખેતીવાડી અને બાગબાનીના ધંધા ઘણાજ સાધારણ છે, અને તેજ ધંધાઓને લાયકનું જ્ઞાન તેમાં મળી આવે છે. બાળકની એકે એક ઇંદરીની શકતી ખીલવવાની એ અભયાસમાં તક મળે છે, અને તેની નીતી પર પણ તેથી ઘણી સારી અસર થાય છે. વળી બીજી ઘણીક કુદરતી વીદયા-

ઓ સાથે તેનો સંબંધ છે. આ સઘળા ફાયદા વનસપતી વીદયાના અભયાસમાં સમાયલા છે.

સીધ પદારથ વીજ્ઞાનના અભયાસમાં ચોપડીઓની જરૂર છે, પણ તે ઘણીજ થોડી. દાખલા, નમુના અને અવલોકનથીજ તેનો મુખય અભયાસ થવો જોઈયે. એ અભયાસની શુરૂઆતમાં તો શીક્ષકે જેમ બને તેમ ચોપડીનો ઊપયોગ ન કરતાં આ રીતીથીજ કામ લેવું જોઈયે. એક બાબત શીખવવા આગમજ, તેને લગતા નમુનાઓ વગેરે જોઇ જવાની વીદયારથીઓને તક આપવી જોઈયે. તે જોવાથી, તેને લગતી સમજ મેળવવાને બાળકોની જીજ્ઞાસા ઉસકેરાશે, અને શીક્ષક તરફથી મળનારા જ્ઞાનરૂપી ખોરાક માટે તેમનાં મગજ ગોયા ભુખયાં થઈ રહેશે.

---

## બાળકોની યાદદાસત શકતી કેમ ખીલવવી ?

યાદદાસત શકતીની નબળાઈ વીશે આપણે ઘણાંઓને ફરયાદ કરતાં સાભળયે છીયે. તેઓમાંનાં થોડાંઓનીજ યાદદાસતમાં કુદરતી નબળાઈ હશે, બાકી ઘણાઓમાં તેની ખામીનું કારણ, તેને ખીલવવામાં થયલી ગફલતોનું હોય છે. બાળકોને મુળ કેળવણી આપતી વેળા, તેમની યાદદાસત શકતી ખીલવવાની તજવીજ તેના શીક્ષકે પેહલી કરવી જોઇયે. જો એ વખતે તે ખી-

લવવાને ઘટતું ધયાન અપાતું નથી, તો તેથી યાદદાસત શકતીને થતાં નુકશાનની અસર, ઘણું કરી જાથુકની રહી જાય છે.

આપણે ઘણીવાર જોઇયે છીયે કે, એક પાઠ પર બહુ મેહનત કરીને શીક્ષકે તે શીખવયો હોય છે, છોકરાઓ તે બરાબર મોહોડે કરે છે, કલાસમાં તે ઝપાઝપ બોલી જાય છે, તોપણ થોડા દીવસ જવા પછી, તેનો મોટો ભાગ તેઓ ભુલી ગયલાં જોવામાં આવેછે. એમાં કસુર કોણની? યાદદાસતની કે તે પાઠ શીખવવાની રીતીની? જો તપાસ કરી જોઇશું તો શીખવવાની રેતીની કસુર નીકળશે. યાદદાસતમાં એક બાબત જાળવી રાખવા માટે તેને ઘણી ઊંડી ઊતારવી જોઇયે. તે ઊંડી ઊતારવા માટે તેની પાછળ બાળકને વીચાર કરવાનો ઘણી તક આપવી જોઇયે. એક પાઠ માત્ર મોહોડે કરવાથી તેનો છાપ મગજપર પડે છે, તે ઘણો ઝાંખો હોય છે, અને થોડા વખતમાં ભુસાઈ જાય છે. જો તે પાઠ પકો યાદ રખાવવો હોય તો, તેને લગતી બની શકે એટલી સમજ આપવી, બાળકોનાં આગલાં જ્ઞાન સાથે તે બાબતનાં જ્ઞાનને કંઇબી સંબંધ હોય તો તે તેમને દેખાડવો, અને દાખલા દલીલોથી તેમની વીચાર શકતીને તે બાબતપર દોડવાને ઊશકેરવી. એવી રીતે કરવાથીજ, યાદદાસતમાં કોઈબી નવી બાબતનું જ્ઞાન જળવાઈ રહેશે. મોહોડે કરાવેલી બાબતમાં તેના જે ભાગ તરફ બાળકનું ધયાન ખેંચાયું હશે, તે ભાગનો છાપ માત્ર તેનાં મગજપર રહી

જશે, પણ બાકીનો મોટો ભાગ તેનું મગજ એક નકામાં કચરા તરીકે ગણીને ફૂંકી દેશે.

યાદદાસત શું છે અને તે કેમ ખીલવવી તે વીશે તપાસ કરવા આગમજ, આપણે જાણવું જોઇયે કે, તે બે પ્રકારની હોય છે. એક મોહોડે કરીને કોઇબી બાબત યાદ રાખવાની; અને બીજી દરેક ચીજની જુદી જુદી હાલતની તપાસ કરી તથા તેનું બીજી ચીજો સાથનું મળતાપણું અને તફાવત વગેરે નકી કરીને યાદ રાખવાની. આ બંને પ્રકારની યાદદાસતને ખીલવવાની જરૂર છે; પણ બીજી પ્રકારની યાદદાસત વધારે અગતની છે. તે ઊપર ખાસ ધયાન આપી, પેહલીને તદન તેના તાબા તલે રાખીને કામ લેવું જોઇયે. પેહલી યાદદાસત, પાછલીના નોકર સરખી છે. નીશાળમાં પાઠ સમજાવતી વેળા, બીજી જાતની, યાને બરાબર સમજીને યાદ રાખવાની રીતનું કામ પડે છે; અને મોહોડે કરવાની રીત તો માત્ર ઘેર પાઠ કરી લાવવાનાંજ કામમાં વાપરવાની છે. પેહલી રીતનો ઉપયોગ કરકસરથી અને જરૂર પુરતો કરીને, બીજીને છુટથી ખીલવવી જોઇયે. જો મોહોડે કરવાની શકતીને ઘણી ખીલવી હોય, તો સમજીને યાદ રાખવાની શકતી નબળી પડતી જાય છે. સમજ શકતીને પડતી નાખી જોવા અને સાંભળવાની શકતીપર વધારે આધાર રાખવો પડે છે, અને ચાલાક મનશકતીના વોદયારથીને તેવા અભયાસ તરફ કંટાળો છુટે છે.

મોહોડે કરીને યાદ રાખવાની રીત વીશે તુરત વેળા આટલું બસ થશે. હવે આપણે, બીજી પ્રકારની યાદદા-

સત જે વધારે અગતની છે, તે તરફ ધયાન દોડાવયે. આ યાદદાસત ખીલવતાં બે વાતની જરૂર પડે છે. પેહલું દરેક નવી ચોજ વીશે શીખતાં તેપર સારીપેઠે ધયાન આપવું અને પુરતો વખત રોકવો; અને બીજું એ કે, આગળ મળેલાં જ્ઞાન સાથે નવાં જ્ઞાનનો સંબંધ મેળવવાની તજવીજ કરવી. યાદદાસત ખીલવવા આગમજ, બાળકોને બે મુખય બાબતો જાળવવાની ટેવ પાડવી જોઇયે, એક ચોકસ ધયાન, અને બીજી, નવા શીખવામાં આવતા વીચારોની સરખી ગોઠવણ. એ બંને જાળવવા વીના યાદદાસત કદીબી સારી થઈ શકશે નહી. ચોકસ ધયાન વીના અભયાસમાં કદી આગળ વધી શકાશે નહી. ધયાન વીના મગજની હાલત એક ઝાંખી ચીરા પડેલી આરસી જેવી થાય છે, કે જેની સામે ધરેલી કોઇબી ચીજનો પડછાયો ગુચવણ ભરેલો અને ઓળખી નહી શકાય એવો પડે છે. વીચારોની સરખી ગોઠવણ માટે ધીરજ અને ચોકસાઈનો જરૂર પડે છે. નવી શીખવામાં આવતી દરેક બાબત બરાબર સમજવા વીના તેમાં આગળ નહી વધવાથી, અને તે વીશેની સમજણના છુટા છુટા વીચારો એક હારે મનમાં ગોઠવવાથી, એ નેમ પાર પાડી શકાશે. જો તેમ નહી કરયું, અને થોડું સમજયા થોડું ન સમજયા એવી રીતે એક બાબત યાદ રાખી, તો તેથી મનની હાલત વીખરાયલા નાખેલા સામાનથી ભરેલી એક પેટી સરખી થઈ પડશે, કે જેમાંથી કોઈબી ચીજ બાહાર કાહડતી વેળા, તેને શોધાશોધ કરવી

પડે છે. બલકે એ પેટી કરતાંબી તેની હાલત વધારે માઠી છે. પેટીમાંથી સામાન બાહાર કાહડવાની જરૂર પડે, ત્યારે તે તરત ન મળે તો થોડોવાર ફાંફાં મારીને શોધી કહાડવામાં આવે છે, પણ યાદદાસતના બાબમાં તેમ નથી.

યાદદાસતને ખીલવવાનું કામ, જેમ બને તેમ નાની વયથી ચાલુ થવાની જરૂર છે. આપણે જાણયે છીયે કે, "કુમળો વાંસ મરડેલો મરડાય;" તેમ યાદદાસત ખીલવવી હોય તો તે કુમળી વયથીજ ખીલવવાની તજવીજ કરવાની જરૂર છે. એ વયે દરેક ચીજનો છાપ, જો સારી રેતે પાડયો હોય તો, ઘણો મજબુત રેતે મન ઊપર પડી રહે છે. સારી રીતે તે પાડવાનો ઇલાજ એ કે, આપણા વીચારો તેનાપર બરાબર ગોઠવીને પછી તે ધયાનમાં ઊતારવા. મોહોડે કરીને યાદ રાખેલી ચીજો મોટપણમાં આપણને કદાચજ યાદ રહે છે, પણ બરાબર સમજીને છેક બાળપણમાં યાદ રાખેલી ચીજ ગમે એવી વરૂધ વયેબી આપણી યાદદાસતમાં જળવાઈ રહેલી માલમ પડે છે.

## શીક્ષકોએ નીશાળમાં છોકરાંઓની વરતણુક કેમ સુધારવી?

કેળવણીનું કામ પાર પાડવામાં, છોકરાંઓની તરબીયત જાળવવાની અથવા તેમની વરતણુક સુધારવાની જરૂર ઓછી નથી. કેળવણીનું તે એક મુખ્ય હથયાર છે.

તરબીયત લાવવાનો પેહેલ, વરગમાં જે શીખવવામાં આ-
વે તે તરફ નીશાળયાઓનું ધયાન હંમેશ ખેંચાયલું રા-
ખવાથી થવી જોઇયે. ગમે એવો સરસ શીક્ષક હોય, તેની
શીખવવાની રીતી ગમે તેવી ઊતમ હોય, પણ જો નીશા-
ળયાઓનું ધયાન પોતા તરફ ખેંચવાની શકતી તેનામાં
ન હોય, તો પછી તેનું શીક્ષણ નકામું સરખું છે. શીક્ષક-
ની ફરજ, માત્ર પાઠો શીખવીનેજ સંતોષ પામવામાં નહી,
પણ નીશાલયાઓ તેનું સમજાવેલું બરાબર સમજે છે
કે નહી, તે તપાસવામાં પણ છે. તેમ કરવામાં કાંઈ તેને
ઘણી મેહનત પડશે નહી. પોતાનો મીજાજ ખોહી દેવા,
બુમ બરાડા પાડવા અને તેમ કરીને પોતાનાં મગજ
તથા શરીરને નકામી મેહનત અને થાકમાં નાખવાની જ-
રૂર નથી. શાંતીથી અને સારી સમજ વાપરવાથી, તે
થોડી મેહનતે પોતાના નીશાલયાઓ પર ઘણી સારી અ-
સર કરી શકશે. નમુનાઓથી, અને તે પણ રમકડાં જેવા,
અને બાળકોનું રમતીઆલ ધયાન ખેંચનાર નમુનાઓ-
થીંજ, અભયાસની બાબત તરફ તેમનું ધયાન સારી
રીતે ખેંચી શકાશે. બાળકો, તે બાળકોજ રેહવાનાં. મારી
કુટીને, ધમકાવીને અને બુમ બરાડા પાડીને અ-
ભયાસ તરફ ધયાન રાખવાની તેમને ફરજ પાડવામાં આ-
વે, તેની અસર તેમનાં નાદાન મગજ પર ઝાઝો વાર રે-
હવાની નથી. તેમની બાળક બુધી તેમનાં ધયાનને રમત
ગમત તરફજ ખેંચે છે, એટલે તેને અનુસરીને ચાલ-
વાથીજ, તેમનાં ધયાનને આપણે આપણી તરફ ખેંચી

શકીશું. વળી બાળકોનું ધયાન એકસરંખુ હોતું નથી. કેટલાકો એક ચીજ ઊપરથી પોતાનું ધયાન એકદમ ખસેડી શકતાં નથી, અને કેટલાકોનું ધયાન કોઇબી એક ચીજ ઉપર ઠરીને રેહતું નથી. આ બંને પ્રકારની રીતો સાથે જોડાવી જોઇયે, અને તેમાંની કોઇબી એક છુટી રેહેવી નુકશાનકારક છે. આથી જે બાળકોનું ધયાન ઠરી રેહતું ન હોય તેમને ગણીતશાસ્ત્રનો, અને જેઓનું ધયાન ઠરેલું હોય તેમને કુદરતી વીદયાનો ખાસ અભયાસ કરાવવો સારો છે. તેમ કરવાથી, તેઓ પોતાના ધયાનનો ખરો ઊપયોગ કરવા શીખશે. શીક્ષકો પોતે અંજાણપણે કોઇવાર બાળકોનું ધયાન અભયાસની બાબતથી વેગળું લઈ જવાનાં કારણ થઈ પડે છે. બે જુદી જુદી બાબતોનો અણઘટતો ભેળ કરીને, અથવા સાથે રાખવી જોઇતી બાબતો છુટી પાડીને, તેઓ ગોંદલ કરી નાખેછે. દાખલા તરીકે, જે બાબતપર ધડો આપવાનો હોય તેને લગતાં ચીત્રો તથા નમુના કોઇ શીક્ષકો આગમજથી ખુલા કરી રાખે છે. બાળકોનું રમતયાલ ધયાન આવી ચોજોપર પેહલું ખેંચાય છે, એટલે શીક્ષકનું બોલવાનું પડતું નાખી તેઓ પોતા સામે આવેલાં રમકડાંજ ધયાનથી તપાસવા માંડે છે. આથી, જે સારી નેમથી તે તયાં લાવવામાં આવયાં હોય તે નેમ ઊંધી વળે છે, અને બાળકોનું ધયાન આડે રસતે લઇ જવાનાં તે સાધન થઇ પડે છે. પણ તેજ નમુના અને ચીત્રો વખતસર યાને અભયાસની બાબતપર પહેલાં બોલતાં જ-

ઇને તેની સાથે સાથેજ દેખાડયાં હોય, તો તેથી ધારેલી અસર થયા વગર રેહતો નથી. એવી રીતે ચીત્રો વાપરવાથી તેમનું ધયાન અભયાસ તરફ ખેંચાય છે, અને રમતનો વીચાર તેઓ બાજુએ મેલે છે, કેમકે અભયાસમાં તેમને વધારે સારી રમત જેવું ખેંચાણ લાગે છે. વલી એથી તેઓ આળસુ થવા માંગતાં નથી, કેમકે આળસાઇ કરતાં ઊદયોગમાં તેઓને વધારે મજાહ લાગે છે.

મેહનતુપણું, દરેક વીદયારથી માટે અવશયનું છે. ચાલાક મનશકતી સાથે મેહનતુપણું જોડાયું, એટલે એક બાળક પોતાના અભયાસમાં ચાહે તેવો સરસ દેખાવ કરી શકશે. ચાલાક મનશકતી એક ખુદરતી બક્ષેશ છે, અને તે સઘલાથી મેલવી શકાતી નથી, પણ મેહનતુ થવાને તોકોઇબી શીક્ષક સંભાળથી એક બાળકને શીખવી શકશે. એક બાળકની મનશકતી ઝાઝી તેજ નથી હોતી, તોપણ જો તે મેહનતુ હોય છે તો, તેની મનશકતીની ખામીનો ઘણો બદલો તેથી વળી રહે છે. માટે, શીક્ષકોએ બાળકોને મેહનતુ બનાવવાને પેહલેથીજ મેહનત લેવી. જે કામ જે વેળા હાથમાં હોય, તે કામપર તે વખતે પોતાનું સઘળું મન રોકવાની તેમને ફરજ પાડવી, પછી તે અભયાસને લગતું હોય યા રમતનું. કેટલાંક બાળકો મેહનતુ હોય છે, પણ વચે કોઇ વાર તેમની ઉલટ તુટી ગયલી દીસે છે. આવી વેળાએ તેમનું લાસરીયાપણું, જરાબી વખત ચલાવી લેવું નહી. પેહલી-

તકેજ તે અટકાવવું. અમુક વખતમાં તેમની શકતી પ્રમાણેનું કામ તેમની પાસે પુરૂંજ કરાવવું, એટલે તેઓ પોતાની આગલી ઉદયોગી ટેવને પાછા વળગશે.

તાબેદારી પણ, છોકરાઓ માટે એક અગતયનો ગુણ છે. જમાનાઓ થયા એ ગુણનો વખાણમાં એટલું બોલાતું આવયું છે અને બોલાય છે કે, તે વીશે વધારે લખવાની અત્રે જરૂર નથી. શીક્ષકે પોતાના શોષયોને આ ગુણ પેહલેથી શીખવવો. પણ તે તાબેદારી કેવી હોવી જોઇયે? કંટાળા અને લાચારીની નહી, પણ તદન રાજીખુશીની. પણ તેવી તાબેદારી કેમ મળે? શીક્ષકે એક બાળકનો જેટલો ચાહ મેળવયો હશે, તેના પ્રમાણમાં તે બાળક તરફની રાજીખુશીની તાબેદારી તેને મળશે. એવી તાબેદારી મેળવવા માટે શીક્ષકે શા ઉપાયો લેવા, તે વીશે આ સુચના ધયાનમાં રાખવા જોગ છે:-(૧) ખરેખરા વાજબી હુકમો અને કાયદાઓજ, બાળકો ઉપર અમલમાં લાવવા. (૨) તેવા કાયદાઓ અને હુકમોની સંખયા ઘણી નાની રાખવી, અને તે સેહલ ભાષામાં લખીને શોષયોની જાણમાં લાવવા, કે જેથી તેમની સમજણમાં કાંઇ ફેર પડવાનો સંભવ રહે નહી. વળી તે પેહલેથી એવી સંભાળ વાપરીને ગોઠવવી, કે તેમાં પાછળથી ફેરફાર કરવાની જરૂર પડે નહી. (૩) અમલમાં લાવવાની આશા નહી હોય, તેવા કાયદા નામને ખાતર બનાવવા નહી. નહી તો તેથી કાયદા ઘડનારાઓની નબળાઇ જણાઇ આવશે, અને તે નબળાઈ, બાળકોને

બીજા કાયદા તોડવાને લલચાવશે. (૪) ઉતાવળે એક હુકમ કરવો નહી; અને જે હુકમ કીધો તે અમલમાં લાવવા વીના રહેવું નહી. પોતાના કરેલા હુકમ સખ્તાઇથી અમલમાં લાવવા જેવું મજબુત મન શીક્ષકમાં છે કે નહી, તે બાળકો થોડા વખતમાં જાણી લે છે; અને તેનામાં નબળાઈ જણાઈ, તો પછી તેના હુકમો તરફ તેઓ બેદરકારી બતાવવા શીખે છે. (૫) હુકમ કરતાં મોટો આવાજ કરવો નહી, પણ તે ધીમો અને મજબુત દેખાડવો. મોટે બુમ પાડવાથી, અથવા એકથી વધુ વખત બોલવાથી, હુકમનું વજન વધતું નથી, પણ ઘટે છે. (૬) દરેક કામકાજમાં નીયમીતપણું શીક્ષકે પોતે જાળવીને, નીશાળીયાઓ પાસે પણ જળવાવવું. (૭) હુકમ સાથે ધમકી આપવાની આદત રાખવીજ નહી. મારો ફલાણો હુકમ બજાવશો નહી તો ફલાણી સજા કરોશ, એવી ધમકી હુકમની સાથે આપવાથી, જાણે તે હુકમ તુટવાની શીક્ષક આશા રાખતોજ હોય, એમ જણાય છે, અને તેમાં શોષયો તેની નબળાઈ જોય છે. પોતાનો હુકમ અમલમાં આવવાની ખાતરી રાખતોજ હોય તેવો ઢપ તથા ભાષા તેણે રાખવો, જેથી છોકરાંઓ પોતાની તાબેદારીપર વીશવાસ મેલાયલો જોઈ, હુકમ તોડવાનું મન કદાચજ કરશે. (૮) હીસાબ અથવા કાપી બુક લખતી વખતે કોઇ છોકરાઓ ઝડપથી પોતાનું કામ પુરૂં કરી પરવારી જાય, તેમને પરવારતાં બેસી રહેવાં દેવાં નહી, પણ બીજાં કાંઇ કામમાં રોકી નાંખવાં, નહી

તો તેઓને બડબડ કરવાનું મન થશે. છેલે આ જાણવું અગતયનું છે કે, શીખવતી વેળા છોકરાંઓની તરેહવાર ખામીઓ અને નબળાઇઓ, શીક્ષકના જોવામાં આવે છે, અને માબાપ જે ખામીઓ જોઇશકતાં નથી, તે જાણવાની તક પણ શીક્ષકને ઘણીવાર મળે છે. આવી ખામીઓ પેહલીજ તકે સુધારતા જવાને તેણે ચુકવું નહી. સમજાવટથી, દાખલા દલીલોથી, અને બીજી સેંકડો યુકતીઓથી, શીક્ષક એવી ખામીઓ સુધારી શકશે.

## છોકરાંઓને સદગુણી બનાવવાની શીક્ષકની ફરજ.

નીશાળોમાં શીખતાં છોકરાંઓને તેમના અભયાસની બાબતો બરાબર શીખવવામાંજ, શીક્ષકની સઘળી ફરજો પુરી થતી આ દેશના ઘણાખરા શીક્ષકો સમજે છે, પણ તેમાં તેમની મોટી ભુલ છે. શીક્ષકોની ફરજ કંઇ એટલાંમાંજ પુરી થતી નથી. છોકરાંઓને નીતી શીખવીને સદગુણી કરવાની પણ તેમની મોટી ફરજ છે. તેમને નીતી શીખવીને સદગુણી કરવા માટે જેટલો માબાપ ઉપર આધાર રાખવો પડે છે, તેટલોજ બલકે તેથીબી વધારે શીક્ષક ઉપર રાખો શકાશે. સચાઈ, સરવે સદગુણોમાં પેહલી પદવીએ આવે છે, માટે બાળકોમાં એ ફરેસતાઈ ગુણ દાખલ કરવા માટે શીક્ષકે પોતાનું મુખય ધયાન આપવું સજાવાર છે. બાળકોને તેમના અપરાધો છુપા-

વતાં અટકાવવાં જોઇયે, તેમજ કોઇબી વાતને રસોલી કરવા માટે તેમાં મીઠું મરચું ભભરાવતાં અને ખોટી કબુલાતો આપતાં પણ તેમને અટકાવવાં જોઇયે. ઘણુંકરી સાચી વાત કહેવાથી પોતાને શીક્ષા ખમવી પડશે એ ધાસતીથી, છોકરાંને જુઠું બોલવાનું મન થાય છે. શીક્ષકના કરડાપણાં ઉપર એ ધાસતીનો મોટો આધાર રહે છે. સાચું કહેવાની છોકરાંની હીમતને શીક્ષક ઉતેજન આપતો રહેશે, અને ઘટતી હદથી વધારે કરડાપણું તેમની સામે નહી વાપરશે, તો છોકરાંને એ સદગુણ વાપરવાને હીમત આવશે. સાચું બોલવાથી તેમને ખરેખર ફાયદો થશે એમ તેમનાં મનપર ઠસાવવું; પણ તે છતાં સાચું બોલવાથી ગમે તેબી વાંક કરીને તેઓ છટકી જશે એમ માનવાને તેમને કદીબી કારણ આપવું નહી. પોતાના સાંભળનારાઓને અજાયબ કરવા અને નવાઈ સરખી વાત કેહનાર તરીકે વડાઈ મેળવવાની ઇછાથી છોકરાંને દરેક વાતમાં ખાલી શરાહઘાત કરવાનું મન થઈ આવે છે; માટે તેમનાં મનપર ઠસાવવું જોઇયે કે, થોડી ઘણી શરાહઘાતથીબી, તેઓ તદન જુઠું બોલવા જેવાજ વાંકમાં આવે છે. છોકરાં પાસે થોડું ઘણું સાચું બોલાવવાનોજ યતન કરવો એમ નહી, પણ તદનજ સાચું બોલાવવાનો યતન શીક્ષકે કરવો જોઇયે. પોતાનો અપરાધ કબુલ કરી સાચું બોલવાનું માન મેળવવા માટે, થોડો ઘણો વાક કબુલ કરી બાકીનો થોડો વાંક છુપાવવાની વેતરણ છોકરાં કરશે. તેઓ તેમ નહી કરે માટે તેમને સમજાવવાની

જરૂર છે કે, થોડી સાચી વાત છુપાવવા છતાં તદન સાચું બોલવાનો ખોટો દેખાવ કરવાથી તેઓ બેવડી સજાને પાત્ર થાય છે. કબુલાતો પાળવાનો સદગુણ પણ સચાઈનોજ એક ભાગ છે. જેબી કબુલાત બચ્ચાં પાળી શકે નહી, તેવી કબુલાત તેમની પાસેથી લેવાથી તેઓ કબુલાત તોડવા શીખે છે. માટે તેવી કબુલાતો તેમની પાસેથી લેવીજ નહી, કેમકે વારંવાર એવી રીતે કબુલાત તોડવા પછી તેઓને પોતાના બોલ પાળવાની કાળજી રેહેશે નહી. શીક્ષકે પોતે પણ બાળકોને જે કબુલાત આપી હોય તે કોઇબી કારણે તોડવી નહી, કેમકે શીક્ષકનો પોતાનો દાખલો છોકરાંઓ ઉપર વધારે અસર કરશે. પોતાની કબુલાતો અથવા ધમકીઓ તેણે જરૂરજ અમલમાં આણવી જોઇયે. જરા જરામાં કબુલાતો અથવા ધમકીઓ આપવાની તેણે ટેવ રાખવીજ નહી, કેમકે એ બંને ઉપર અમલ કરવાના મારગમાં વારંવાર નહી ધારેલી અડચણો નીકળી આવે છે. છોકરાંના બોલો ઉપર વગર કારણે અવીશવાસ બતાવવો એ ભુલભરેલું છે, કેમકે તેથી તેમને જુઠું બોલતાં ઝાઝી આનાકાની લાગતી નથી. તેમની ઉપર આપણે જયારે વીશવાસ રાખયે છીયે, તયારે તે વીશવાસ તોડવાને તેઓને જલદી મન થતું નથી. તેમજ તેઓની ખોટી વાતો ઉપર આપણે ભોળવાયા છીયે એમ દેખાડી, તેમને ઠગારાં બનવાને તક આપવાથી પણ પરહેજ રહેવું જોઇયે. પક્ષપાતપણાથી તદન અલગ રહીને નયાયીપણે કામ લેવાનો દાખલો, શીક્ષકે હંમેશ પોતાની વરતણું-

કથી છોકરાંને આપતા રહેવાની જરૂર છે. દરેક છોકરાંની લાયકાતનું તોલ પ્રમાણીકપણે કરી, તેમના વાજબી હકે એક સરખી રીતે સંભાળવામાં જરાએ પછાટ પડવું નહી. પ્રમાણીકપણાંની તરબીયત પણ, શીક્ષક જો મેહનત કરશે તો, ઘણીસારી રીતે છોકરાંઓને આપી શકશે. બીજાના હકની દરકાર કરવા વગર કોઇબી ચીજને પોતાના ફાયદા માટે વાપરવાને બાળકને સવભાવીક રીતે લાલચ થાય છે. તે લાલચને દુર કરી શકે માટે તેમને તેમના પોતાના તથા બીજાના હકો શીક્ષકે બરાબર સમજાવવા જોઇયે. કોઇની ચોરી કરવાનાજ નહી, પણ બીજાની સલેટમાં જોવા અથવા અભયાસમાં કોઈ રીતનું અપ્રમાણીકપણું વાપરવાના ગેરફાયદા તેમને સમજાવવાની જરૂર પણ ઓછી નથી. નીતીની સમજ આપતાં મોટા મોટા બોલો બોલવાથી, ધારેલી અસર થશે નહી. "ચોરી" જેવા સાદા બોલને બદલે મીલકતનો "ગેર ઉપયોગ" બોલ વાપરવાથી, છોકરાંની નજરમાં તે ગુનાહ હલકો લાગશે. "તું ચોર છે," એમ કોઈ છોકરાને કેહવાથી તે શરમાશે, પણ "તે ફલાનાની મીલકતનો ગેરઉપયોગ કીધો છે," એમ કહેવાથી તેને પોતાનો અપરાધ ઝાઝો મોટો લાગશે નહી. માટે છોકરાંને નીતી સમજાવતાં મોટા બોલોને બદલે સાદા અને સાધારણ બોલોનો ઉપયોગ જેમ વધારે થાય તેમ સારૂં.

છોકરાંને ઉદાર અને માયાળુ થવાને શીખવવું એ પણ તેમની નીતી કેળવણીનો એક અગતનો ભાગ

છે. છોકરાંને એકમેકને મદદ કરવા, તેઓનાં સુખદુ-ખમાં ભાગ લેવા, તથા એકમેકની નબળાઇઓ અને ખામીઓ તરફ દરગુજરની નજરે જોવા શીખવવાથી તેમના ઉપર મોટો આશીરવાદ વરસાવી શકાય છે. મારા-મારી અને ગાળાગાળીથી તેમને જેમ બને તેમ અટકા-વવાં જોઇયે. માત્ર માણસો તરફજ નહી પણ જાનવરો તરફ પણ મમતાળુ થવાને તેમને શીખવવાનો શીક્ષકની ફરજ છે. પોતાની મરજી ઊપર કાબુ રાખવાનો સદગુણ બહુ ઊપયોગી છે, અને બાળકોને તે શુરૂઆતથીજ શી-ખવવો જોઇયે. ભવીષયમાં શું પરીણામ નીપજશે તેનો વીચાર કરવા વીના બાળકો કોઇબી કામ કરી દે છે. તે-ઓને પોતા ઉપર કાબુ રાખવાને શીખવવું, અને તે પણ દાખલા દલીલોથી, ધાકધમકી અને સતા વાપરવાથી નહી, પણ તેમનું છુટાપણું જાળવોને તેમને એ તાલીમ આપવાની અગત છે. મરજી ઉપર કાબુ રાખવાનું પેહેલું પગલું, ગુસો અટકાવવા શીખવવાનું છે. બાળક ચીરડા-યલું હોય, તે વેળા તેને શીખામણ આપવામાં સાર નથી. તુરત વેળા તો તેને શાંત થવા દેવું, અને તે પછી તેને સમજાવીને ગુસાના ગેરફાયદા બતાવયાથી ફાયદો થયા વગર રેહેશે નહી.

વડાઓની સતાને માન આપવાને, શીક્ષકે પો-તાના નીશાળીઆઓને શીખવવું, એ કંઇ ઓછી જરૂરનું નથી. પેહલાં તો શીક્ષકે પોતેજ પોતાના દાખલાથી તેમને એ સદગુણ શીખવવો જોઇયે. જો

શીક્ષક બાળકોને કહેશે કે તમારાં વડાંઓને માન આપો, અને પોતે પોતાનાં વડાંઓ તરફ તોછડાઈ બતાવશે, તો તેની શીખામણ બાળકો ઉપર નકામી થઇ પડશે. આ ઉપરાંત ખાવા પીવા અને પોતાની સઘળી ઇછાઓ પુરી પાડવામાં અંદાજે રાખવા, તથા આપવડાઇ અને ફીશીયારીથી મોકળાં રેહવાની તાલીમ પણ શીક્ષકે બાળકોને આપવી જોઇયે, જેમ કરયાથી તે પોતાના શીષયોને સદાના અભારી કરશે. એ સઘળા ગુણો કીમતી છે, અને તે કંઈ મોહડેથી સમજાવી જવાથીજ બાળકોમાં દાખલ થતા નથી. તે દાખલ કરવા માટે ઉપલી રીતની સંભાળ લેવાની તથા શીક્ષકના પોતાના દાખલાની બહુ જરૂર છે. તે પ્રમાણે જો વરતવામાં આવશે, તો બાળકો સદગુણી થયા વગર રહેશે નહી.

## શીક્ષકની જવાબદારી, બાળકને કેળવવું એટલે શું ?

બાળકોને કેળવણી આપવાનું કામ ઘણું જવાબદારી ભરયું છે, કારણ તેમની ભવીષની જીંદગીનો પાયો નાખવાનું ઘણે દરજજે શીક્ષકના હાથમાં છે, એવું સાધારણ રીતે સમજવામાં આવે છે. પણ એમ કહેવાનો ખરો અરથ શો થાય છે અને તેની અગત કેટલી મોટી છે, તેનો ખયાલ કરવો સેહેલ નથી. મુંબઈની સરકારી તથા ખાનગી નીશાળોમાં સેંકડો શીક્ષકો બાળકોના મોટા

વરગો ચલાવે છે, પણ તેમની મનશકતીને કેવી રીતે ખીલવી મજબુત કરવી, વીદયા મેળવવા માટે તેમને કેવો રીતે હોંસીલાં કરવાં, અને શીખવેલી બાબત તેમનાં મનમાં જાથુક જળવાઈ રહી તેમનો ખરો ઉપયોગ કરવાને તેમને કેમ શકતીવાન કરવાં, તેનું જ્ઞાન ઘણાજ થોડાને હશે. બાળકોને કેળવવાનું કામ, આવતા જમાનાપર ઉ-પકાર કરવા સરખું છે; અને તે કરવા માટેની લાયકાત, નાની સરખી અને દરેક માણસ ધરાવતો હોય એવી હોતી નથી. રઇયત ઉપર હકુમત ચલાવનાર રાજા અથવા લશકર ઉપર સરદારી કરનાર સેનાપતીનાં કામ સાથ, શીક્ષકનાં કામની સરખામણી સારી રીતે કરી શકાશે: બંને કામો માટે જોઇતી લાયકાત એકજ પ્રકારની છે, કારણ બંનેમાં માંણસોની તરેહવાર ખાસયતો અને વ-ળણો સાથ કામ લેવાનું છે. પણ શીક્ષકનું કામ તેઓમાં વધારે ચહડતું છે. તેણે સાદાઈ અને નીરદોષપણા સાથ વધારે કામ લેવાનું છે, અને તેમાં તેનો પોતાનો સવારથ બીલકુલ હોતો નથી. સવારથની ગેરહાજરીને લીધે તેનું કામ વધારે અગતનું થઇ પડે છે, અને તે માટે જોઇતી લાયકાત ઘણી ઊંચી હોવાની જરૂર છે.

નીશાળોમાં કેળવણી લેતાં બાળકોને વરગોમાં વેં-હેંચીને શીખવવામાં આવે છે, તે ધોરણ સાથ ઘણા ફાયદા જોડાયલાછે; પણ શીક્ષકની જવાબદારીમાં તેથી ઘણો મોટો વધારો થાય છે. એકજ બાળકને શીખવવા કરતાં એક આખા વરગને શીખવવો કેટલીક રીતે વધારે

મેહેલ પડે છે, તોપણ આખા વરગને લગતી જવાબદારી અતીઘણી વધારે છે. વરગના આકારમાં શીખવવાનો મુળ હેતુ વખત અને મેહેનતનો બચાવ કરવાનો છે. પણ સગવડના તે ફાયદા કરતાં વધારે મોટા બીજા લાભો તેથી નીપજે છે. બાળકો એક બીજાના સમાગમમાં રહેવાથી એક બીજાની અસર હેઠલ આવતાં રહેછે, અને હરીફાઇ કરવા તથા સરસાઇ મેળવવાની હુલટ તેથી જનમ પામે છે. શીક્ષકનાં કામમાં આડકતરી રીતે તેથી મદદ મળે છે, અને બાળકોને પોતાને પણ લાભ થાય છે. ચાલાક બાળકોને જોઇ સુસતને શીખવાનું ઉતેજન થાય છે. સાધારણ કરતાં વધારે હુશયાર બાળકોનાં જ્ઞાન તથા સમજ શકતીનો લાભ, વરગના તેમના સઘળા ભાઈબંધો મેળવી શકે છે. સાધારણ કરતાં વધારે બોથડ બાળકો પણ વરગને આડકતરી રીતે લાભ કરનારાં થઇ પડે છે. શીખવવાની બાબત તેમની સમજમાં ઉતરે તયાં સુધી શીક્ષકને મેહેનત લઈ તેમને તે વારંવાર સમજાવવી પડે છે, અને તે સઘળાઓને ફાયદો કરનારૂં થઈ પડે છે. પણ વરગના બાળકો આ રીતે એકેકને લાભ કરનારાં હોવાં છતાં શીક્ષકે ફકત સામટી સંભાળ લેઇ, વરગનાં દરેક બાળકના છુટા લાભ તરફ બેદરકારી રાખવાની નથી. દરેક બાળકની કેળવણી પાછળ શીક્ષકે એવી રીતે ધયાન આપવું જોઇયે, કે જાણે તે તેને એકલાનેજ શીખવતો હોય. આ બાબતની ગફલતી ઘણી સાધારણ છે. શીક્ષકો વરગ તરફ જોઇને પાઠ સમજાવો જાય છે, અને જો મોટો ભાગ ધયાન

આપતો હોય છે, તો તેઓ સંતોષ પામે છે. આ ઘણી નઠારી ભુલ છે. વરગને વરગ તરીકેજ કેળવવાનો નથી, પણ દરેક બાળકના છુટ છુટા લાભ સાચવીને પણ કામ લેવાનું છે.

શીક્ષક તેમ કરી શકે, તેટલામાટે તેણે પોતાનાં કામની પુરેપુરી સમજ ધરાવવી જોઇયે. બાળકોને કેળવવાં એટલે શું અને કેવી રીતે કેળવવાં, તે તેણે બરાબર જાણવાની અગત છે. મનને કેળવવાના અરથો ઘણા થાય છે, પણ તેમાં શીક્ષકે નોચલા ધયાનમાં રાખવા જોઇયે. પેહેલો, બાળકની મનશાકતી ખીલવી તેને પુરેપુરી કાબુમાં રાખતાં તેને શીખવવું. તે એવી રીતે કે, શીક્ષકે તેને કામ નેમો આપી તે કરવાના રસતા તેને દેખાડવા, જેથી બાળક પોતાની મનશાકતીનો ઊપયોગ પોતાની કોશેશથી કરી શકે. મનને આ રીતે કેળવવા માટે, શીખવાની બાબત શીખનારનું મન લલચાવનારા આકારમાં મુકી, તેપર મંડયા રહેવાનું ઉતેજન તેને આપવું જોઇયે. કેળવવાનો બીજો અરથ એવો થાય છે કે, શીખેલી બાબતો શીખનારનાં મનમાં ચોકસ નીયમે અને સારી રચના સાથ ઉતારવી અને તેમનો ઊપયોગ ઘટતે વખતે ખરી સમજ સાથ તે કરી શકે એવું કરવું. યાદ રાખવું કે, ચીજોનું ખરૂં જ્ઞાન ધરાવવું અને તે યાદ રાખવી, આ બેમાં ફેર છે. ચોકસ બાબત, જેવી કે આપણી જીંદગીના બનાવો, ફકત યાદદાસતમાં રહે છે; પણ બીજી કેટલીક, હંમેશાં યાદ નહી રહેવા છતાં આપણાં મન સાથ મળી

જઈ તેના એક ભાગ સરખી થઈ પડે છે. દાખલા તરીકે, ઉકળતાં પાણીથી હાથ દાઝો જાય છે અથવા અગન બળે છે, એવી વાતો યાદ રાખવાની નથી; તે ફકત આપણાં જ્ઞાનની એક બાબત છે. આ રીતે જાણેલી બાબતો, ખુદ મનની સાથ એક થઈ જાય છે; અને જરૂર પડતાં મન-માંથી જાણે નવીજ નીકળી હોય એવી રીતે અસલીયતની છાપ સાથ તે બાહેર પડે છે. મનને માત્ર વાતોથી નહી ભ-રવાનો, પણ તેને ઘટતી કસરતથી મજબુત કરી ખીલવ-વાનો હેતુ રાખ્યાથી, એવું પરીણામ નીપજે છે. સઉથી ઓછા વખતમાં બાળકનાં ભેજાંમાં ઘણીસરખી બાબતો ભરી દીધાથી, શીક્ષક હુશયાર ગણાતો નથી. સઉથી ઓછા વખતમાં બાળકનાં મનને નવું જોર અથવા શકતી આ-પવી, એમાં શીક્ષકનો ખરો ઊપયોગ છે. મનને કેળવવા નો ત્રીજો અરથ, મનની ટેવો પાડવાનો થાય છે. બા-ળકનું મન તેનાં વીષયોમાં એવી રીતે કેળવાયલું હોવું જો ઇયે કે, તે પોતાનું કામ, તે કરવાની રૂઢી વીશે વીચર ક-રયા વગર, એક સાધારણ ટેવ પ્રમાણે કરયું જાય. જેમા જમતી વેળા માણસ જમવાની રીત વીશે વીચાર કરતો નથી, તેમ બાળકને તેનું કામ એક ટેવ સરીખું લાગી, તે તે સેહેલથી કરવાને શકતીવાન થવું જોઇયે. તેવું પરી ણામ મેળવવા માટે, બાળકો કને તેમના પાઠો ફરી ફરીથી તથા લાંબો વખત શીખવવા જોઇયે, જેથી તેઓ અંતે કસો વીચાર કરયા વગર ઉતાવળે અને ચોકસાઈ સાથ તે કરી શકશે. કેળવવાનો ચોથો અરથ, પોતાના વીષય

ઊપર ધયાન આપી અને તે પાછળ ખંતથી લાગી ઉદ્યોગી રહેવાની ટેવ બાળકોને પાડવાનો થાય છે. તે હેતુ પાર પાડવા માટે શીક્ષકે તેની આગળ શીખવાની બાબત પસંદ પડતા આકારમાં મુકવો, અને સવાલો, દાખલાઓ વગેરેથી તેનું ધયાન રોકી રાખવું.

## શીક્ષકના ગુણો, તેની રીતભાત તથા ભાષા.

શીક્ષકે પોતાનાં સઘળાં કામોમાં ફતેહ મેળવવાનો મોટો આધાર, તેના અંગત ગુણો, કેળવણી તથા રીતભાત ઉપર રહેછે. ઉલટ ભરયો, પોતાનાં કામ માટે ભાવ રાખનારો અને ઠરાવ ભરયો તે હોવો જોઇયે. શીક્ષક તેવો હોવાથી પોતાના શીષયોને પણ તેવાજ બનાવી શકે છે. સુસત અને બેદરકાર શીક્ષક, તેનાં કામ માટે લાયક નથી. પણ ઉલટ, હોંસ અને ઠરાવનો બાહેરનો દેખાવજ પુરતો નથી. તે ગુણો તેનામાં ખરેખર હોવા જોઇયે. ખરેખર નથી હોતા, તો શીક્ષક લાંબો વખત બાહેરનો દેખાવ ટકાવી શકતો નથી. ખુદ બાળકો તેની ખરી વરતણુક સમજી શકે છે; માણસોની વરતણુક પારખવાની પ્રેરણા બાળકોમાં થોડી હોતી નથી. શીક્ષકે તેટલામાટે ખરીઉલટ અને આતુરતા ધરાવી, પોતાના વીદયારથીઓને લાભ કરવાની અને પોતાનું કામ ખરાં દીલથી બજાવવાની ઇછા રાખવી જોઇયે. ઉલટ ભરયો શીક્ષક ખુશ સવભાવનો અને મળતાવડો હોય છે, તો તેની લાયકાતમાં બચીતજ વધારો

થાય છે. એવા શીક્ષકની આંખ દરેક બાળકને પોતાના તરફ ખેંચી તેને ઉલટ ભરેલું રાખવાને શકતીવાન હોયછે. આખો વરગ તે આંખમાં ઊલટ અને પ્રમાણીકપણું વાંચે છે; અને શીક્ષકથી કાંઈ પણ છુપું રહી શકશે નહી, તેની સાથ અપ્રમાણીકપણે વરતી શકાશે નહી, તેની સાથ યુકતી કરીને છુટો જવાશે નહી, એવું દરેક બાળક સમજી તે પ્રમાણે કામ લે છે. શીક્ષકે બીજા હાથ ઉપર, ઠરાવ અને મકમપણું રાખવા સાથ, છોકરાંઓ તરફ વીશવાસની નજરથી જોવું જોઈયે. તેઓ ખોટી રીતે વરતશે એવું માનો લઇ, તેમનો સાથ તોછડાઇથી અથવા કઠોરપણે કામ લેવું નહી. નબળો, બીહીકણ, અને પોચો દેખાવ પણ શીક્ષકે કદી કરવો નહી, અથવા બાળકો સાથ સવભાવ ખોહી દઈ મોહોડું ચહડાવવું નહી. પોતાપર કાબુ રાખવાનો ગુણ શીક્ષકમાં જેટલો અગતનો છે, તેટલો બીજો કોઈ નથી. નાની બાબતોથી ખીજાઈ જનાર શીક્ષક, તેનાં કામ માટે લાયક નથી. વરગમાં પાઠ સમજાવતાં થોડા શીષયોનાં ધયાનમાં તે બરાબર ઊતરયો નહી હોય, તો તે, કસાપણ કંટાળા વગર પાછો સમજાવવો. કંટાળો બતાવવાને બદલે ઓર એવો દેખાવ કરવો કે, જાણે ફરીથી સમજાવવાની જરૂર શીક્ષક આગમજથી જાણતો હતો.

વરગ ચલાવતાં શીક્ષકે પોતાની રીતભાત ઉપર થોડું ધયાન આપવાનું નથી. જેમ બેસવા ઉઠવાના સંબંધમાં તેમજ શીખવતી વખતના દેખાવના સંબંધમાં, તેણે ઘણી સંભાળથી કામ લેવું જોઇયે. સારી રી-

તભાતનું એક જરૂરનું ચીનહ આ છે કે, શીક્ષકે પોતાનું કામ સેહેલાઈથી અને કુદરતી ઢબે કરવું. પોતાના વીશે, પોતાની કામ કરવાની રેત અને તેથી ઉપજતી અસર વીશે બીજાઓ શું ધારતા હશે, તે વીશે વીચાર કરતા દેખાવું નહી. મન તેનાં કામમાં ખરેખર ઉલટ ભરેલી રીતે રોકાયલું દેખાવાથીજ, શીક્ષક સારી રીતભાતવાળો દેખાશે. ચોકસ બાબતો મનમાં મુકરર કરી રાખી તે પ્રમાણે ચાલતાં તે બાબતો વીશે વીચાર કરતા રહયાથી, શીક્ષકની ઢબ ફક્ત દેખાવ કરવાનો વધારે દીસે છે. જેમ કોઈ સ્ત્રી પોતાની ચાલવાની ઢબ વીશે વીચાર કરતી ચાલતી હોય તયારે કઢ્રોડી રીતે ચાલયા વીના તેથી રહેવાતું નથી, તે પ્રમાણે શીક્ષક પોતાની કામ કરવાની રીતી વીશે વીચાર કરતો રહયાથી પોતાનું કામ સેહેલથીકરી શકતો નથી. સારી રીતભાતની ચોકસ બાબતોનો અભયાસ કરવાની જરૂર અલબતે છે, પણ તે ઘટતે વખતે અને ઘટતી રીતેજ થવો જોઇયે. હંમેશાં યાદ રાખવું કે, રીત ભાત કુદરતી અને આપોઆપ બેસતી હોવાથીજ સારી દીસે છે, અને અમસથો દેખાવ કદી ટકી શકતો નથી. બીજાઓની રીતભાત, આવાજ અથવા ચાળાનો નકલ કરવાની ટેવ પણ, વાંધાભરેલો સમજીને દુર કરવી જોઇયે.

શીખવતી વેળા કેટલાકોને હાથના ચાળા કરવાની ટેવ હોય છે. કેટલાકોમાં તે કુદરતી હોય છે; કેટલાકો તે દેખાદેખીથી કરે છે. કુદરતી રીતે થતા ચાળા, ઘટતી અસર ઊપજાવનારા અને તેટલા માટે જરૂરના છે; દેખાદે-

ખોના ચાળા, વગર જરૂરના અને તેટલામાટે નુકશાનકારક છે. વીચાર અથવા લાગણીને શબ્દોમાં જાહેર કરતાં શબ્દો જયારે સેહેલાઇથી બાહેર નીકળતા નથી, તયારે માણસના ચાળા તેના વીચારને ગતી આપે છે. કુદરતથીજ તે પોતાના હાથને ચોકસ રીતે હલાવે છે અથવા ઠોકે છે; તે જાણીબુજીને તેમ કરતો નથી. એવા ચાળા, ઉલટ અને જોસનાં ચીનહોછે. શીક્ષકમાં તે એટલા બધા જરૂરના છે કે, તે નહી હોય તેના કરતાં હોય એ વધારે પસંદ કરવા જોગ છે. પણ જે શીક્ષક બીજાની નકલ કરી અથવા ખોટી ટેવ પડી ગયાથી ચાળા કરે છે, તે શીખવતી વેળા બાળકોનું ધયાન પોતાના બોલવા તરફ નહી, પણ પોતાના ચાળા તરફ ખેંચે છે. પાઠ ઊપર ધયાન આપવા કરતાં શીક્ષકના ચાળા તપાસવાનું બાળકને વધારે ગમે છે, અને શીખવવાનો હેતુ ઊંધો વળે છે. હાથના ચાળા ઊપરાંત શરીરની બીજી કઢંગી હીલચાલપર બાળકનું ચકોર ધયાન હંમેશાં ખેંચાતું રહે છે; માટે શીક્ષકે બેસવા ઊઠવાના સંબંધમાં પણ ઘણી સંભાળ રાખવી ઘટે છે. દાખલા તરીકે, તેણે પોતાનો ચેહેરો તાટ કરીને બેસવું નહી, અથવા પોતાનું અપમાન થવાની બીહીક રાખતો હોય એવો દેખાવ કરવો નહી; વરગમાં ઊભા રહેતી વખતે એક પગે ઉભા રહી બીજા પગને તેની આડે મુકી આંગળીઓ ઊપર ટેકવવો નહી; હાથો વાંકા અથવા માથાંની પછવાડે જોડેલા રાખીને ઊભા રહેવુ નહી. ટુકમાં, છોકરાંનું ધયાન પોતાની કોઇ જાતની વીચીત્ર રીતભાત ત-

રફ ખેંચાઇ તેમનામાં રમુજ અથવા હસવાની લાગણી ઉતપન થાય, એમ કરવું નહી. શીક્ષકનો ટેક તેથી ઓછો થાય છે.

શીખવતી વેળા પોતાના આવાજ, બોલવાની લઢણ અને ભાષા ઉપર શીક્ષક જેટલું ધયાન આપે એટલું થોડું છે. પ્રથમ તેણે આવાજને ખીલવવાની ઘણી સંભાળ લેવી. તે ખોલો, સમજાય એવો ધીરો, અને બીજાઓને ત્રાસ નહી આપે એવો હોવો જોઇયે. આવાજ સપષટ હોવાથી ઘણો અસરકારક થઈ પડેછે. અસર કરવા ઉપરાંત તેનો બીજો અગતનો ફાયદો છે. તે આછે કે, છોકરાં પણ સપષટ બોલવાની તેથી કોશોશ કરે છે. યાદ રાખવું કે, બાળકોમાં પોતાના શીક્ષકોની દરેક બાબતમાં નકલ કરવાનો વળણ હંમેશાં રહે છે: ફકત બાળકો માંજ નહી, પણ મોટી ઉમરના વીદયારથીઓમાં પણ આવાજ ખોલો રહેવાની જરૂર તેટલામાટે મોટી છે. તે મોટો અથવા ગોંગાટ ભરયો નહી હોય, પણ વરગના વીસતારમાં સારી રીતે પોહોંચી શકે એટલોજ હોય, તેની સંભાળ રાખવી. જોઇયે તે કરતાં મોટો આવાજ શીક્ષકોને થાકવો નાખનારો અને વીદયારથીઓને કંટાળો ઉપજાવનારો હોય છે. શીક્ષકે ઘણીજ ઝડપથી અથવા ઘણાજ ધીરેથી પણ બોલવું નહી. ઘણી ઝડપથી બોલયાથી, નીશાળયાઓ બોલાયલું મનમાં એકઠું કરી શકતા નથી; ઘણાજ ધીરે બોલયાથી, કહેલી બાબતો નીશાળયાઓ પોતાનાં મનમાં સાંધી શકતા નથી. જુદી જુદી બાબતો વચેનો

સંબંધ, તેથી ઘણો વેગળો પડી જાય છે. પણ ઘણા ધીરેથી બોલવા કરતાં ઘણી ઝડપથી બોલવાનો અવગુણ ઊલટ ભરેલા શીક્ષકોમાં વધારે સાધારણ હોયછે. તેઓએ તે દુર કરવા માટે, વાતચીતમાં સરળ અને કુદરતી ઢબે બોલવાની કોશેશ કરવી.

શીક્ષકનું ભાષાનું જ્ઞાન, તેની ફતેહ માટે સરવેથી અગતનું છે. ઘટતા શબ્દો ઘટતી જગોએ, શીક્ષકના હાથમાં ઘણાં અસરકારક હથયારો થઇ પડેછે. બાળકનાં મનને ઘડવાને અથવા તેને કેળવવાને શબ્દો ઘણું અગતનું કામ બજાવેછે. શબ્દોને આ રીતે એક શકતી અથવા બળ તરીકે વાપરવાને, શીક્ષકને ભાષાનું જ્ઞાન સારૂં હોવું જોઇયે. શબ્દોનો તેનો જથો મોટો અને તેમના અરથો તે ચોકસાઇથી સમજતો હોવો જોઇયે. ઘણા શબ્દો કદી વાપરી દેવા નહી. જોઇયે એટલાજ અને બનતા સુધી થોડા, ધારેલી મતલબ વધારે સારી રીતે પાર ઊતારેછે. ઘણા શબ્દોમાં સંગીન થોડુંજ હોયછે, અને તે થોડું વીણી કાહાડવાને બાળકને મુશકેલી પડે છે. ઘણું બોલવાથી વળી વાતો કરવાનીલઢણ પર ઉતરી જવાય છે, અને તેથી શીક્ષકનાં કામમાં અટકાવ નડે છે. શીક્ષકની ભાષા સાદી અને વાતચીતની ઢબની હોવી જોઇયે. મોટા અને કઠણ શબ્દોનો ગોંગાટ કદી કરવો નહી. પોતે શીખેલો છે એવું દેખાડવાની ઇછાને, હંમેશાં દાબેલી રાખવી. વળી ચોકસજ શબ્દો અથવા વાકયો હંમેશ વાપરથી દુર રહેવું. ચોકસ બાબતો સમજાવતાં અમુક

વાકયોજ બાળકનાં ધયાન પર લાવયા કીધાથી, બીજા શબદોમાં તે તે બાબતો સમજી શકતું નથી.

બાળકોની નજરે અને બાળકોની લાગણી સાથ જોનાર અને કામ લેનાર શીક્ષક હંમેશાં ફતેહમંદ ઉતરે છે. તેમના વીચારો, તેમની ખુશાલી અને દલગીરીમાં ભાગ લઈ, શીક્ષકે કેટલેક દરજજે બચાં સાથ બચાં થવાની કુનેહ ધરાવવી ઘણી જરૂરની છે. ધીરજ, સમજ અને નરમાસનો તેણે હંમેશાં ઊપયોગ કરવો, અને બાળકો ભુલો અથવા ગફલત કરશે નહી એવી વકી રાખવી નહી. તેણે યાદ રાખવું કે, છોકરાં સઘળી વાતે સંપુરણ અને હાજતો વગરનાં હોત, તો તેઓ તેના વરગમાં આવતજ નહી. વરગને કંટાળો આપનારાં બાળકો સાથ તેણે ધીરજ રાખી વરતવું; ઠોઠ અને ઓછી સમજનાં સાથ મેહેનત લઈ કામ કરવું. મેહેનતુ શીક્ષકના વીદયારથીઓ પણ મેહેનતુ થાય છે. શીક્ષકનાં કામની ફતેહ મેહેનતથી જેટલી મળે છે, તેટલી તેની કુદરતી બાહોશી અથવા મનની ચંચળાઈથી મળતી નથી. નરમાસથી વરતનાર શીક્ષકમાં ઠરાવ, જોર અને ઊલટ નથી, એવું કદી ઠરતું નથી. નરમ ભાષા વાપરવાથી, કઠોરપણું અને ખીજવાટ દુર થાય છે. શીક્ષકે, શેવટે, આશાભરેલા રહેવું જોઈયે; હીંમત અથવા સબુરી તેણે કદી ખોહવાં નહી.

બાળકોના તરેહવાર સવભાવ, તેમની જુદી જુદી વળણ, તેમની અનેક મુશકેલીઓ અને હાજતોને અનુસરતા થવાની શીક્ષકને જરૂર પડે છે, જેથી દરેક પ્રસં-

ગને બેસતા થવાની કુનેહ તેનામાં રહેવી જોઇયે. બાળકો-
નાં મનની હાલત સમજવી, સમયસુચકતા ધરાવવી, સાધા-
રણ સમજ અને દુરઅંદેશીનો ઊપયોગ કરવો, આ કુ-
નેહનું કામ છે. મેહેનતુને શાબાશી આપવી, ઘટતે વ-
ખતે ઠપકો આપવો અથવા વખાણ કરવો, સુસત તથા
ઉતાવળાં, ધીરાં તથા આકળાંને બંધબેસતા થઇ વરતવું,
એમાં શીક્ષકની ખુબી જણાય છે. ખરી કુનેહ વાપરનાર
શીક્ષક સખત શબદો અથવા રીતભાત દેખાડતો નથી;
પણ ઠરાવ, ઉલટ અને માયા સાથ કામ લેછે.

## શીક્ષકે વરગમાં પાઠ શીખવવાની રીત, તેમ કરવાની નેમ અને તે માટેનાં સાધનો.

વરગમાં પાઠ શીખવતાં શીક્ષકે બાળકનું ધયાન તે
પર કેવી રીતે ખેંચેલું રાખવું, નવી બાબતો તેનાં મનમાં
કેમ ઉતારવી, અને સવાલ જવાબોથી તેનાં જ્ઞાનને કેવી
રીતે પકું કરવું, તે વીશે કેટલીક સુચના આ વીષયમાં
કરેશું. પોતાનાં કામ ઉપર ધયાન આપવાની બાળકને
ટેવ પાડયા વગર વરગમાં તે કદી ચાલી શકે નહી, આ
દેખીતું છે. શીક્ષકનું, તેટલામાટે, વરગ ચલાવતાં પેહે-
લું કામ, દરેક બાળકનું ધયાન, ચાલતાં કામ ઊપર રોકી
રાખવાનું છે. શીષયનાં મન આગળ જે રજુ થયું હોય,
તે શીખી લેવાની અથવા જાણવાની તે કોશેશ કરે, એ-
ને તે ધયાન આપતો કહેવાય. ધયાન મનનો ગુણ નથી,

પણ મનની હાલત છે. તેને ઉતપન કરી ટકાવી રાખવા માટે, શીક્ષકે ઘણી બાબતો પર ધયાન આપવાનું છે. તેણે યાદ રાખવું જોઇયે કે, અભયાસની બાબતો જયાંસુધી છોકરાંમાં ખરી હોંસ અને ઉલટ પેદા કરતી નહી હોય, તયાંસુધી તેઓ તે પર ધયાન આપશે નહી. શાક્ષક જબરીથી તેમનું ધયાન ખેંચી રાખે, એ નાપસંદ કરવા જોગ, બલકે અશકય છે: તેણે પોતાનાં કામને એવી રીતે ચલાવવું જોઇયે કે, જેથી બાળકો આપોઆપ અને કસાં દબાણ વગર તે પર ધયાન આપે. નવું જાણવાની હોંસ અને પોતાની મનશકતીનો ઊપયોગ કરવાનો ઊલટ કુદરતે બાળકમાં બીઆં રૂપે મુકેલી હોય છે; અને તે નહી ખીલે તો, તેમાં શીક્ષકોનોજ વાંક કાહાડવાનો રહે. તેમને ખીલવી જ્ઞાન માટેની ઇછાને તેણે ઊસકેરીને વધારવી જોઇયે. વીદયાપર પ્રીતી રાખવા અને નવું જાણવાની ઇછા ધરાવવાની સથીતીમાં બાળકનું મન આવે, એવો શીક્ષકનો હેતુ રહેવો જોઇયે. મનની તેવી સથીતીમાંથી અમુલય ટેવો ઉતપન થાય છે. તે ઉતપન કરવી સેહેલું કામ નથી, પણ તેમ કરનાર શીક્ષકજ કેળવણીનો મુળ હેતુ પાર પાડતો ગણાય છે.

નવી બાબતો શીખવતાં શીક્ષકે કેટલીક વાતો ધયાનમાં રાખવી જરૂરનું છે. પેહેલી આ કે, વીદયારથીને જે બાબતોનું જ્ઞાન થઇ ચુકયું હોય, તેની મદદથી નવી બાબત સમજવાનો રસતો તે કાહાડી શકતો હોવો જોઇયે. પોતાનાં આગલાં જ્ઞાન સાથ કસો સંબંધ ધરાવતી નહી

એવી બાબત તેની આગળ મુકતાં, તે પ્રથમ તે પર ધયાન આપવાની કોશેશ કરશે; પણ સઘળા યતન છતાં જયારે તે સમજમાં ઊતારી શકશે નહી, તયારે તે પર ધયાન આપતો તે બંધ પડશે. કઠણ વાતપર લક્ષ આપવું, તે યાદ રાખવી અને તે સમજમાં ઊતારવી, આનો બોજો બચાંનાં મનપર જોઇયે તે કરતાં વધારે થઇ તેને થાકવી નાખે છે. શીક્ષકે આ વાત ધયાનમાં રાખી નવી બાબત શીખવતાં, શીષયનાં મનમાં આગલી સાથેનો સંબંધ બેસાડી આપવો અને પછી આગળ વધવું. શુરૂઆતમાં વળી નાના પાઠો આપીને સંતોષ પામવું, અને તે વખતે વખત અને ફરી ફરીથી તેના મનપર ઠસાવવા. નવો વીષય બાળકને કઠણ લાગવાનું બીજું કારણ આ હોય છે કે, તેની આગમજની બાબત તેના જાણવામાં આવી નથી, અથવા તે તે ભુલી ગયો હોય છે. તેમ હોય તયારે પણ, તે નીરાશ થઈ પાઠપર ધયાન આપવાનું છોડી દે છે. ત્રીજું કારણ, શીક્ષકની શીખવવાની રીતી ભુલ ભરેલી હોવાનું છે. તે પોતે શીખવવાની બાબત વીશે પકી ખબર ધરાવતો હોતો નથી, તે ખોલા આકારમાં મુકી શકતો નથી, અથવા પોતાના શીષયનું તે સંબંધી આસપાસનું જ્ઞાન કેવું છે તે વીશે તે અજ્ઞાન હોય છે. આ પ્રકારની ગલફતથી બાળકો નવી વાતો પર ધયાન આપવામાં બેદરકાર રહે, તો તેમાં નવાઈ નથી.

કેટલાક શીક્ષકો બચાંનું ધયાન પાઠપર ખેંચતાં, જુદીજ જાતની ભુલ કરે છે. બાબત આખા વરગને સ-

મજ પડી ગઈ હોય છે તે છતાં, તેઓ ફરી અને ફરીથી તે સમજાવયા કરે છે. કશું નવું કહેવામાં આવતું નથી એવું જોઇ બાળકો ધયાન આપતાં નથી. વરગને સંપુરણ શીક્ષા આપવાની આતુરતામાં શીક્ષક હદ બાહેર જતો રહે છે; અને વરગ સમજે છે કે, આ તો અમે જાણુયે છીયે, એટલે તેઓ શીક્ષકના કહેવા પર ધયાન આપતા નથી. મનને કામમાં રોકયા વગર ફકત સાંભળવાની નઠારી ટેવ આથી બાળકને પડે છે, અને તેથી શીક્ષક તથા શીષય બેઉને ગેરઇનસાફ થાય છે.

નવી બાબત શીખવતી વેળા તેને એવી રીતે દાખલ કરવી કે, જેથી છોકરાં તે જાણવાની હોંસ કરે. તેમનાં મનમાં તે ઉતારતાં, તેમને તે કદી એકદમ જણાવી દેવી નહી, પણ આસતે આસતે સવાલો વગેરે પુછીને, બાળકને મોહોડેથીજ તે બોલાવવી, જેથી નવું જ્ઞાન બીજા તરફથી મળયાથી નહી, પણ પોતે પોતાની કોશેશથી મેળવયાથી બાળકને થયું હોય, એવું પરીણામ નીપજે છે. તે નીપજાવવા માટે શીક્ષકે નવી બાબત વીશે આગમજથી મનમાં યોજના કરી રાખવી. બાબતનો અમુક ભાગ અમુક દીવસને માટે પસંદ કરવો; તે વીશે પોતે પકી માહીતગારી મેળવવી; અને કોઇ પણ મુશકેલી ઉભી થાય તો, તે દાખલા, સરખામણી, આકરૂતીઓ, નમુના અથવા અખતરાની મદદથી, અથવા આસપાસની ખબરથી ખોલી કરી આપવાને તઇયાર રહેવું. વરગમાં એક બાબત શીખવયા પછી તેના પછીની બાબત માટે નીશાળયા-

ઓને સવાલો તથા ઈશારાઓથી તઈયાર રાખવાં, જેથી બચ્ચાંની ઊલટ તાજી રહેવા સાથ શીખેલી બાબતોનો સંબંધ જોડાયલો રહેશે. કોઈ પણ નવો બાબત શુરૂ કરતાં પ્રથમ તેની મુખ્ય વીગત, તેની રચના વગેરેની સમજ પાડી, પછી બારીકીઓ ઊપર ઉતરવું. પ્રથમથીજ બારીકીઓ વીશે લંબાણથી સમજાવવા જતાં આખાંનો ખયાલ આખાં તરીકે આવતો નથી. એક બાબત પકી સમજાવયા પછીજ બીજી બાબત લેવી; પણ તે સમજાવયા પછી તેને વગર જરૂરે વળગો રહી બાળકોને કંટાળો આપવો નહી. બાબતના સઘળા ભાગોનો સંબંધ બરાબર દેખાડી આપો, અને તેમનાં ધયાનમાં તે બરાબર ઉતારી, શેવટે આખાંનો સારાંશ કાહાડવો.

બાળકોને સવાલ કરવા તથા તેમની પાસેથી જવાબ મેળવયા વગર શીક્ષકે કદી આગળ વધવું નહી. તેઓ શું જાણે છે, શું નવું શીખયાં, અને તેમાંથી કેટલું પકું સમજે છે, તે તેમને સવાલો કરયા વગર શીક્ષક જાણી શકતો નથી. સવાલો કીધાથી, આગળ પોતાનો રસતો કેમ લેવો તે તે સમજી શકે છે. બાળકોને પણ સવાલોથી ફાયદો થાય છે. પ્રશ્નો થયાથી વીચાર કરવાની તેઓ કોશેશ કરે છે, અને તેથી શીખેલી બાબતો તેમનાં મનમાં વધારે જડ ઘાલે છે. સવાલો તરેહવાર રીતે ઉપયોગના થઇ પડે છે. કોઇવાર નવી બાબત વરગમાં દાખલ કરયા અગાઉ, તેના સંબંધમાં છોકરાં કેટલું જાણે છે તેની પરીક્ષા તેથી થઇ શકે છે, અને નવું શીખ-

વાને તેઓ તઈયાર થાય છે. કોઈવાર એક બાબત શીખી રહયા પછી, સવાલ જવાબોથી શીક્ષક તેમજ શીષયો જોઇ શકે છે કે, કેટલું શીખાયું અને સમજાયું. કોઈવાર શીક્ષક એવો સવાલ મુકે છે, કે જેનો જવાબ નીશાળયો તાબડતોબ આપી શકતો નથી; પણ કોઈ જાણીતી અથવા સમજાયલી બાબત પરથી બીજા સવાલો થતાં, તે અસલ સવાલનો જવાબ આપવાને શકતીવાન થાય છે. દરેક પ્રકારનો સવાલ કરતાં શીક્ષકે આ વાત પર વીશેષ ધયાન આપવું કે, ચોકસ શબદોનેજ વળગી રહેવાય નહી પણ તરેહવાર આકારમાં તે પુછાય. વીદયારથી તેથી શબદો કરતાં તેમના અરથ પર વધારે ધયાન આપવા શીખશે.

જવાબો શીષય કનેથી બનતાં સુધી સંપુરણ લેવા. અધુરા અથવા અચોકસ જવાબને કદી ચલાવી લેવા નહી. શીક્ષકે યાદ રાખવું કે, વીદયારથીનાં મનમાં એક નવો વીચાર દાખલ થાય તેના કરતાં એક જુનો વીચાર તે શબદોમાં બરાબર મુકી શકે, તો તેથી તેનાં ભેજાંને વધારે કસરત મળે છે. તેને પોતાને વીચાર કરવાનો યતન કરવા દીધાથી તે તેનાં મનમાં વધારે ખોલો અને મજબુત થાય છે. વીદયારથીને કદી અટકલે જવાબ આપવા દેવો નહી. ઉતાવળા જવાબો હંમેશાં અટકાવવા. ખોટા જવાબોને કદી જતા મુકવા નહી; તેમનું મુળ શોધી કાહાડી બાળકનાં મનપર થયલી ખોટી છાપને દુર કરવી. શીક્ષકે ધયાનમાં રાખવું કે, જાણીબુજીને બાળક કદી મુ-

રખાઇ ભરયા જવાબો આપશે નહીઃ તેનાં મનમાં દાખલ થયલી ભુલાવા ભરેલી અથવા ખોટી વાતોથી તે ખોટા જવાબો દેશે. જવાબો ચોકસાઈ ભરયા હોય તેની સંભાળ પણ રાખવી જોઇયે.

ચોકસ મુદતમાં છોકરાં કેટલો જથો શીખયાં તે જોવાની જેટલી કાળજી શીક્ષકે રાખવી જોઇયે નહી, તેટલી કેટલું પકું શીખાયું તે જોવાનો રાખવી જોઇયે. પુષ્કળ બાબતો પાઠે કરયાથી યાદમાં રહે તે કરતાં થોરી બરાબર મનમાં ઉતરે છે અને બાળક તેનો સમજ સાથ ઊપયોગ કરી શકે છે. ઘણુ શીખવવાનો લોભ એઘીપણા-ને મળતો છેઃ ભેજાંમાં ઘણી ચીજો ભરાય છે, પણ પા-ચન થતી નથી. શીખવવાનું કામ ધોમું, વીચારવંત અને સંપુરણ હોવું જોઇયે. પણ તેવું તેને કરવા માટે હદ બાહેર જવાય નહી તેની સંભાળ લેવી. આ ભુલ અ-સાધારણ નથી. કેટલાંક માબાપ પોતાનાં બચાંને વધારે પકો અભયાસ કરાવવાના હેતુથી, તેમને જેના તે વરગ-માં વગર જરૂરે લાંબો વખત રહેવા દેવાનો આગ્રહ કરે છે. બચાં તેથી સુસત થઈ જવા ઊપરાંત, બીજું પરી-ણામ નીપજતું નથી. જે ધોરણનો અભયાસ બાળકો પુરતો કરી ગયાં હોય, તેમાંજ તેઓને રાખયાથી તેઓનાં મનને રોકવાનું ઝાઝું મળતું નથી. બાળકે હંમેશાં વધારો કરવાની જરૂર છે, અને તે માટે તેનાં મનને રોકી રાખ-વાને તેના કને હંમેશાં પુરતું કામ રહેવું જોઇયે છે.

## વયાકરણ શીખવવાનો હેતુ અને તેની રીતી.

બાળકોને કોઇબી બાબતનો અભયાસ કરાવવાનો મુખ્ય હેતુ, તેને તે ઉપયોગી થઈ પડવાનો હોવો જોઇયે. પણ ઊપયોગ એકજ પ્રકારનો હોતો નથી. કોઈ બાબત મનને ફક્ત કસરત આપવા માટે ઉપયોગી હોય છે; કોઈ તેને કેળવી નવું જ્ઞાન આપવા માટે હોય છે. અમુક બાબત શીખવતાં તેટલામાટે, શીક્ષકે તેના ઉપયોગ તરફ જોઈ, તાલીમ આપવાની પોતાની રીતી તેને અનુસરતી રાખવી જોઈયે. વયાકરણનો અભયાસ ઉપલો બેઉ રીતે ઊપયોગી છે, અને તેની તાલીમ આપવા વીશે નીચલી સુચના ઊપયોગી થઇ પડશે.

વયાકરણ શીખવવાના હેતુ બે હોયછે:—પેહેલો, ભાષાના કાયદા પ્રમાણે બાળકોને બોલતાં તથા લખતાં શીખવવાનો, અને બીજો, વયાકરણની રૂઢીઓ વાપરી દેખાડવાના પાઠો આપી તેમના મનને કસરત આપવાનો. આપણી નીશાળોમાં આ હેતુઓ પાર પાડવામાં, બલકે સાધારણ રીતે સમજવામાં આવતા હોય, એ શક ભરેલું છે. વયાકરણના અભયાસની જરૂર વીશે ઘણુંકરી એટલો ભુલ ભરેલો વીચાર રાખવામાં આવેછે અને એટલી કફોડી રીતે તે પાર પાડવામાં આવે છે, કે છોકરાંને ફકત કંટાળો આપી તેમને થાકવી નાખનારોજ તે થઈ પડે છે. વયાકરણનાં પુસતકમાં આપેલા કઠણ સાંકેતીક (Technical) શબ્દો જે બાળકો કદી સમજી શકે નહી,

તે અને તેમના નેમી આપેલા અરથો તેમના કને ગોખાવી પોપટની માફક બોલતાં શીખવયા, એટલે શીક્ષકો સંતોષ પામે છે. પણ તેમ કરવું ભુલભરેલું છે. શુધ બોલવા તથા લખવા માટે વયાકરણનું જ્ઞાન જરૂરનું છે, પણ જે પ્રમાણે તે સાધારણ રીતે શીખવવામાં આવે છે તેથી તે મતલબ પાર પડતી નથી.

બાળકો નીશાળે બેઠા અગાઊ ઘરમાં જે રીતે બોલતાં શીખે છે, તેનું અવલોકન કીધાથી શીક્ષક સમજી શકશે કે, ભાષાનાં વયાકરણના કાયદા પ્રમાણે બાળક પોતે પોતાની અલ્પશકતીથી ચાલવાની હંમેશાં કોશેશ કરે છે. ભાષા શીખવાની બાળક કને કુદરતી રીતી હોય છે, અને તે શીક્ષકની રીતી કરતાં વધારે ચહડતી છે. શીક્ષકે યાદ રાખવું જોઇયે કે, પ્રથમ ભાષા હતી અને પછી વયાકરણ થયું. ભાષાને ચોકસ આકારમાં મુકવા માટે વયાકરણ બનાવવામાં આવયું નહી હતું, પણ ભાષા જેમ બોલાતી હતી તે ઊપરથી તેના નીયમો વયાકરણમાં ગોઠવવામાં આવયા હતા. માણસ પોતાની તકરાર શકતી વાપરવા માટે આરીસતાટલનાં મંતકી વીશેના ગ્રંથ માટે જેમ ખોટી થયો નહી હતો, તેમ જયારે તેણે બોલવા માંડયું તયારે વયાકરણ હઇયાતીમાં નહી હતું. સાધારણ અનુભવની વાત છે કે, ચોપડીઓ વગર અને ઝાઝું શીખવયા વીના બચ્ચું પોતાની ભાષા ચારથી પાંચ વરસમાં બોલતાં શીખે છે. તેટલી કુમળી વયે તેની મનશકતી સઊથી નબળી હાલતમાં હોય છે, અને તેના શીક્ષકની જગો ફકત અજ્ઞાન

દાસીઓ અથવા તેનાથી લગાર મોટી વયનાં બીજ બાળકો પુરે છે. વળી સવભાષાજ નહી, પણ પારકો ભાષાં પણ બાળક નવથી દશ વરસોમાં શીખો શકે છે. વધારે મોટી વયનું માણસ, વયાકરણ અને બીજાં સાધનોના મદદ લેવા છતાં, પારકી ભાષા એટલી સારી રીતે બોલી શકશે નહી. તેનું કારણ આ છે કે, બચું ખરી રીતે ભાષા શીખવા માંડે છે; મોટું માણસ ખોટી રીતે શીખે છે. બચું સાંભળીને અને નકલ કરીને શીખે છે; મોટું માણસ વયાકરણ વગેરેના અભયાસથી શીખે છે.

બીજાઓનું સાંભળી, અથવા વાંચતાં આવડતું હોય તો ચોપડીઓમાં જોઇ, બાળક પોતાના બોલવાની ભુલો પોતે જાણીને સુધારે છે. અમુક શબ્દ અમુક ઠેકાણે કાં વાપરયો, તે વીશે દાખલાઓ અને નમુનાઓ ઉપરથી કામચલાઉ કાયદો તે પોતાનાં મનમાંજ યોજી કાહાડે છે, અને તે પ્રમાણે ચાલવાની કોશેશ કરે છે. ભાષાનું જ્ઞાન એજ રીતે મેળવાય છે. દાખલાઓની નકલ. કરી તે પ્રમાણે પ્રથમ બોલતાં શીખાય છે, અને પાછળથી તેમને લગતા કાયદાઓ ધયાનમાં ઉતરતા જાય છે પોતાની પ્રેરણાથી શીખવાની આ રેતથી, ઘણું કરીને બાળકો શુધ બોલો તથા લખી શકે છે. વયાકરણનું પુસતક ઊઘાડયા વગર બાળકનાં મનનાં તેના સાધારણ કાયદાઓનું જ્ઞાન તેને પોતાને નહી જણાયા વગર થતું જાયછે.

તયારે સવાલ થશે કે, વયાકરણ શીખવવાનો જરૂર શી? તેની જરૂર એટલીજ કે, બાળકે પોતાનાં મનમાં

તેના કાયદા વીશે રચના તથા સંબંધ વગરનું જે જ્ઞાન મેળવયું હોય, તેને વીદયાના નીયમો પ્રમાણે બરાબર ગોઠવી આપવું. શીક્ષકે તેને દેખાડવું જોઇયે, અથવા શીક્ષકના દેખાડયાથી બાળકે પોતે શોધી કાહાડવું જોઇયે, કે ભાષા વાપરતાં વયાકરણના કયા કાયદાઓ પ્રમાણે તે વગર જાણવે હંમેશાં ચાલતું આવયું છે. વયાકરણનો અંભયાસ કીધાથી વળી, ભાષાની જે બારીક રૂઢીઓ બાળક સાંભળેલા અથવા વાંચેલા દાખલાઓથી મેળવી શકયુ નહી હોય તે તે મેળવી શકે છે, અને શબદોના કયા આકારો ચોકસ ઠેકાણે વાપરવા જોઇયે, તે વીશે પોતાને શક પડતાં તે દુર કરી શકે છે.

શીક્ષક તયારે સમજી શકશે કે, વયાકરણનો અભયાસ પ્રથમ વયાકરણનાં પુસતકમાંથી કરાવવો નહી, પણ વાંચવાના પાઠ ઉપરથી તેના કાયદાઓનું સેહેલ જ્ઞાન થોડું થોડું કરીને આપતા જવું જોઇયે. શીખનાર તેથી શીખેલી બાબતો પોતાનાં મનમાં એકઠી કરતો જઇ,તેમને ઘટતા વરગોમાં વેંહેંચી શકશે, અને જે કાયદા તે પોતે બોલવા તથા લખવામાં હંમેશાં પાળતો આવયો છે તે તેનાં મનમાં ખુલા અને ચોકસ થતા જશે. દાખલા તરીકે, વયાકરણનાં પુસતકમાંથી સર્વનામનો અરથ મોહોડે કરાવયાથી બાળકને જેટલો ફાયદો થશે નહી, તેટલો વાંચવાના પાઠમાં સર્વનામો દેખાડતા જઈ, તે કાં, કેમ, અને કયારે વપરાય છે તે દાખલાઓથી દેખાડતા ગયાથી વધારે થશે. વયાકરણનાં એક પુસતકમાં લખયું છે કે,

"અમુકનું નામ સપષ્ટ બોલયા વીના, સામનય રીતીએ "જે શબ્દ કોઈ વીષયને દરશાવે તે શબ્દ સર્વ નામ છે." સાધારણ રીતે બાળક પ્રથમ તો આ વાકય કદી સમજી શકશે નહી. પણ તે સમજ પડે એવી સેહેલી ભાષામાં લખયો હોય તોપણ, સર્વનામનો અરથ તેનાં મનમાં ઉતરી તે તેની ખરી સમજથી ઉપયોગ કરી શકે એ અશકય છે. સર્વનામનો વયાકરણમાં આવેલો અરથ તેના લખનારને અથવા શીક્ષકને સેહેલો લાગે છે, કારણ તે નામથી ઓળખાતા શબ્દો તથા ભાષામાં તેમનો અધીકાર તે જાણે છે. પણ બાળકને સર્વનામનો મુળમાંજ ખયાલ નહી, તે તેનો વયાકરણમાં આપેલો અરથ કદી સમજી શકે નહી. વયાકરણમાં સાંકેતીક શબ્દોના અરથ બને એટલા થોડા શબ્દોમાં અને પુરેપુરા આપવાની કોશેશ થયલી હોય છે, અને તે આપવાનો હેતુ એટલોજ કે, જેઓ તે શબ્દો એકવાર બરાબર સમજી ચુકા હોય છે તેમને તે યાદ રાખવામાં સેહેલાઇ અને મદદ મળે. બાળકો કને તેટલામાટે, વયાકરણમાં આપેલાં બારમીક વાકયો મોહોડે કરાવવાની કોશેશ કરવી, આથી વયાકરણ શીખવવાનો મુળ હેતુ બીલકુલ પાર પડતો નથી.

સાંકેતીક શબ્દોના વયાકરણમાં આપેલા અરથો શીખવવા કરતાં, તે શબ્દોનું વરણન અથવા તેમનાં ખાસ ચોનહો જણાવવા વધારે પસંદ કરવા જોગ છે. તે શબ્દોનું વરણન બાળકનાં મનમાં ઊતરયા પછી, વયાકરણમાં આપેલો ચોકસ થોડા શબદોમાં ગોઠવેલો તેનો અરથ તે સેહેલાઇથી મોહોડે રાખી શકશે.

વયાકરણ શીખવતાં એક સાધારણ ભુલ એવી કરવામાં આવે છે કે, શીક્ષક ચીજો અને તેમનાં નામોને ભેળી નાખે છે. દાખલા તરીકે, કોઇ શીક્ષકો વરગને કહેશે કે, " જે જે ચીજો તમે જુઓ છો, સાંભળો છો, જે વીશે " તમે વીચાર કરો છો, અથવા જેજે તમે સુંઘો છો, ચા- " ખો છો, વગેરે, તે સઘળાં નામ થયાં." કોઈ શીક્ષક વળી પોતાનાં હાથમાં દંડો લઇ છોકરાંને પુછશે કે, " ખો- "લો, આનું વયાકરણ શું ? " છોકરાં કહેશે કે, "નામ," અને મેહેતાજી તે સાંભળીને સંતોષ પામશે. પણ તે ખોટું છે. ખાવાપીવાની, જોવાની અથવા સુંઘવાનો ચીજો ખુદ્દ પોતે નામ નથી પણ તેમના નામો ભાષામાં બોલાતાં વયાકરણમાં તે નામ કહેવાય છે. વયાકરણ શાખવવામાં બેદરકારી વાપરવા અથવા તેનું પકું જ્ઞાન નહી ધરાવવાથી- આ અને એવી બીજી સંખયાબંધ ભુલો થાય છે, જે વીશે શીક્ષકે સાવચેત રહેવું જોઇયે.

વયાકરણ શીખવતાં પ્રથમ સાધારણ કાયદાઓ શીખવયા પછીજ અપવાદો શીખવવા માંડવા. કાયદાઓ બાળકનાં ધયાનમાં પકા ઊતરયા પછી, તદન એલાહેદા પાઠ તરીકે અથવા વાંચવામાં આવતાં, અપવાદો વીશે સમજ આપવી. તેમ કરતાં તે કેવી રીતે જનમ પામયા તેનો ઇતીહાસ ટુકમાં સમજાવવો ફોકટ જશે નહી. સેહેલથી દાખલાઓ વગેરેથી બાળકને દેખાડી શકાશે કે, ભાષાઓમાં હંમેશાં ફેરફાર થતો રહે છે, અને સો વરસ ઉપર એક ભાષા જેવી હતી તેવી આજે નથી.

વયાકરણની રૂઢીઓ બાળકો જેમ શીખતાં જાય, તેમ તેમના કને પાઠમાં આવતા શબ્દોનું વયાકરણ કરાતા જવું. દાખલા તરીકે, નામનો અરથ વયાકરણમાંથીને વશીખયા પછી પાઠ વાંચતાં જે જે નામો આવે તે તે દેખાડવા જણાવવું. જેમ વધારે રૂઢીઓ શીખાતી જાય તેમ શબ્દોનું વયાકરણ વધારે સંપુરણ રીતે પુછતા જવું. પણ યાદ રાખવું કે, ફક્ત ટેવ પડી ગયાથી ચોકસ ધોરણે વગર સમજે બાળકો વયાકરણ કરે નહી. "સકરમક ક્રીયા-"પદ, કર ધાતુ, મુળ ભેદ, ભુત કાળ" વગેરે શબ્દો હંમેશાં કાનપર પડતા રહયાથી, ખરૂં ખોટું જાણયા વગર એક રૂઢો પ્રમાણે તે બોલાયા કરે છે. આ રીતે વયાકરણ કરાવવામાં કશો ફાયદો રહેતો નથી. શીક્ષકે સાવધ રહી છોકરાંને વખતે વખત કારણો પુછતા રહી, તેમની ભુલો અથવા મનપર પડેલી ખોટી છાપો દુર કરતા જવું. વળી ચોકસ શબ્દોના અંતયાક્ષર એટલે છેલા અક્ષરો પરથી, તેનું વયાકરણ અમુક રીતેજ થવું જોઇયે એવું તેમને જણાવવું નહી. બનતાં સુધી તેમને પોતાની સમજ વાપરી, શબ્દોના આકાર ગમે એવા હોય તે છતાં, વીચાર કરી તેમનું વયાકરણ કરતાં શીખવવાથી, વયાકરણનો અભયાસ કરવાની મુળ નેમ પાર પડશે.



## બાળકોને અસલ લખાણ કરતાં કેમ શીખવવું તે વીશે.

છોકરાંને અસલ લખાણ કરતાં શીખવવું, એ શીક્ષકનું ઘણું અગતનું કામ છે. નીશાળેથી ઉઠયા પછી ભણેલાંનો ઊપયોગ કરવા અથવા બીજાઓને તેનો લાભ આપવા માટે વીદયારથીમાં કલમ વાપરવાની હથોટી હોવી જોઇયે, અને તે આપવાનું કામ શીક્ષકનું છે. પણ મોટી જરૂરનું હોવા છતાં આપણી નીશાળોમાં તે પર બીલકુલ ધયાન આપવામાં આવતું દીસતું નથી. છોકરાં ગુજરાતી શીખતાં હોય તયારથીજ તેમને સવભાષામાં અસલ લખાણ કરવાની ટેવ પાડવાનો ખયાલ, શીક્ષકોને આવતો જણાતો નથી. ગુજરાતી શીખવાનાં ધોરણથી આગળ વધી અંગ્રેજી ભાષાનો અભયાસ કરવા માંડયા પછી પણ, સવભાષામાં અસલ લખાણ કરાવવાની જરૂર સમજવામાં આવતી નથી. જયાં કોઇ કોઇ વાર તે સમજવામાં આવે છે, તયાં છ મહીને એકવાર દશથી વીસ લીટીનો એક નીબંધ લખાવીને, તે પાર પાડેલી ગણવામાં આવે છે. વીદયારથી જયારે છેક અંગ્રેજીનાં પાંચમા ધોરણનો અભયાસ કરવા માંડે છે, તયારે તે પારકી ભાષામાં નાના વીષયો લખાવવાની શુરૂઆત કરવામાં આવે છે. પણ વીદયારથીઓને સવભાષામાં વીચાર અથવા લખાણ કરવાની કદી ટેવ પાડેલી નહી, એટલે પારકી ભાષામાં લખાણ કરવાની કોશેશ સવભાવીક રીતે નીષફળ ઉતરે છે. મેત્રીક-

યુલેશનનાં ધોરણ સુધી શીખેલા વીદયારથીઓ આ રીતે, અસલ વીચાર અથવા લખાણ કરવાની બાબતમાં સાધારણ રીતે કાચા હોય છે.

આનો ઉપાય, શુરૂઆતની કેળવણીમાંજ બાળકોને વીચાર કરી તે બોલી અથવા લખી જણાવવાની ટેવ પાડવાનો છે. તેઓ પાઠ વાંચતાં શીખે તયારથી વાંચેલાંનો સારાંશ અને તે સંબંધી પોતાના વીચારો બોલી દેખાડતાં તેમને શીખવવું, અને લખવા તથા જોડણી કરવાની સેહેલાઈ થતાં તે લખાણ મારફતે જણાવવાનો માહાવરો પાડવો જોઇયે. લખતાં શીખવા અગાઉ અલબતે બોલતાં શીખવવું જોઇયે, માટે શીક્ષકે વરગ ચલાવતાં બાળકો કને સારી રીતે બોલવાની કસરત હંમેશાં કરાવવી જોઇયે.

સારી રીતે બોલવાની શકતી ત્રણ ગુણોથી આવે છે:-૧ લો, દરેક વીચાર ખોલો અને સંપુરણ હોવો જોઇયે; ૨ જો, શબદોનો જથો બાળકનાં મનમાં પુરતો હોવો જોઇયે; ૩જો, ભાષાની રૂઢીઓની તેણે સારી માહીતગારી ધરાવવી જોઇયે. શીક્ષકે હંમેશાં યાદ રાખવું કે, જયાંસુધી વીચારમાં એક વાત બરાબર બેઠી હોય નહી, તયાંસુધી તે ખોલી રીતે જણાવી શકાય નહી. વીદયારથીઓ, બલકે મોટાં માણસો જયારે એમ કહે કે, અમુક વાત અમે સમજીયે છીયે પણ શબદોમાં દરશાવવાને અશકત છીયે, તયારે સાધારણ નીયમ પ્રમાણે, ખાતરીથી જાણવું કે તેઓ પોતાને ઠગે છે. વીચાર જો સંપુરણ સમજાયો

હોય અથવા ખબર જો પુરેપુરી મળી હોય, તો તે શબ્દોમાં જણાવતાં સાધારણ રીતે મુશકેલી હોતી નથી. સમજમાં બરાબર ઊતરયું નથી હોતું અથવા પુરતી માહીતીની ગેરહાજરી હોય છે, તોજ વાક્યો ગુંચવણ ભરેલાં નીકળે છે.

છોકરાંની બોલવાની શકતી ખીલવવા માટે તેમને ભાગાંતુટાં વાકયો કદી બોલવા દેવાં નહી. તે ટુકી હોય તેની ચીંતા નહી, પણ સંપુરણ અને એકેક સાથ સંબંધ રાખનારાં હોવાં જોઇયે. તેઓ પોતાનો વીચાર પુરેપુરો દરશાવે નહી ત્યાંસુધી, શીક્ષકે કદી સંતોષ પકડવો નહી. કોઇવાર છોકરાં શરમાળ હોવાથી, અથવા સુસ્તીને લીધે, શીક્ષકે પુછેલા સવાલનો જવાબ અરધાપરધા અને ભાંગાં તુટાં વાકયોમાં આપે છે, તેઓ ખરો જવાબ જાણે છે એવું જોઇ શીક્ષકો તેમનાં ભાંગેલાં વાકયોથી સંતોષ પામી આગળ વધે છે, અથવા પોતે તેમનાં વાકયોને બરાબર બોલી દેખાડે છે. આ ઘણું ખોટું છે. કોઇ પણ કારણથી બાળકોને અધુરા વીચારો અધુરાં વાકયોમાં જણાવવા દેવાં નહી. તેથી અરધાં જ્ઞાન અથવા અરધી સમજથી સંતોષ પામવાની ટેવ તેમને પડી મજબુત થતી જાય છે. જેમ શીખવવાની બાબતને ખાતર, તેમજ બાળકની બોલવાની શકતી ખીલવવાને ખાતર તેના કને ખોલું, પુરેપુરૂં અને જોડાયલું બોલાવવું જોઇયે. પોતાનો વીચાર ભાષામાં ગોઠવી શકે નહી, તો બાળક તે બરાબર સમજી શકે છે કે નહી તે નકી કરી શકાતું નથી. અલ-

બતે લાંબાં અને ફાંકડાં વાકયોની વકી બાળકો કને રાખવાની નથી, અને રાખવી જોઇયે પણ નહી. પણ સાદાં, ખોલાં અને શુધ વાકયો બોલવાનું તેમને ઉતેજન આપવાની જરૂર છે. તેઓ વારંવાર પોતાની મશકેરી થવાની બીકથી અથવા પોતાના બોલવા પર સખત ટીકા થશે એવું સમજી મુંગાં રહેવાનું પસંદ કરે છે. તેનો ઉપાય સમજુ શીક્ષકને સુચવવાની જરૂર નથી.

શીક્ષકના દાખલાની નકલ કરવાની બાળકની મજબુત વળણ વીશે અમે આગળ જણાવી ગયા છીયે, તે વીશે શીક્ષકે અત્રે ધયાન રાખવું. ખોલાં અને સાદાં વાકયો તે પોતે જો બોલશે, તો બાળક તેને નમુના તરીકે લઈ સવભાવીક રીતેજ તેવું બોલશે. શીક્ષકના વીચારો બેખબરી અથવા બેદરકારીથી અધુરા હોય અને તે અધુરાં વાકયોમાં જણાવે, તો બાળકો પણ તેમ કરે તેમાં નવાઇ નહી. તેણે યાદ રાખવું કે, જેવી કાંઇ તે બોલશે તેથી છોકરાંના બોલવા તથા લખવા ઉપર સારી અથવા માઠી અસર થશે. તેણે તેટલામાટે શીખવવાના વીષયનો આગમજથી સંપુરણ અભયાસ કરવો, તેના જુદા જુદા ભાગો બરાબર ગોઠવવા, અને તે દરેકની સમજ સાદી અને સંપુરણ ભાષામાં આપવી. લાંબાં વાકયો વાપરવાથી તેણે પરહેજ રહેવું. એવી એબ ધરાવનાર શીક્ષકો કોઇવાર વાકયો શરૂ કરી તે પુરાં કરી શકતા નથી, અથવા કરે છે તો વયાકરણના કાયદાનો ભંગ કરયા વોના રહેતા નથી. કોઇ શીક્ષકો બોલવામાં બેદરકારી વાપ-

રી ઘટતી જગોએ ઘટતો શબ્દ ધયાનમાં નહી આવતાં, જે શબ્દ પેહેલો મનમાં આવે છે તે બોલી દે છે, અને છોકરાંને તે રીતે ખોટી ટેવ પાડે છે. આગમજથી તઇયારી કરી રાખવાની જરૂર, તેટલામાટે, શીક્ષકે બરાબર ધયાનમાં રાખવી.

વીચારો સંપુરણ રીતે અને શુધ ભાષામાં બોલતાં શીખયા પછી, બાળકોને લખતાં શીખવવું. કેળવણીના શુરૂઆતના તબક્કાથીજ લખાણ કરાવવું શુરૂ કરવું. બાળક સેહેલથી લખી તથા જોડણી કરી શકે તયારથીજ તેનું મંડાણ કરવું. લખાવવાની સઉથી સારી બાબતો, વરગમાં વાંચેલા પાઠનો સારાંશ અથવા વાચી સંભળાવેલી ટુંકી વારતાઓ છે. નીતી સંબંધી અથવા તેવી બીજી બાબતો, જયાં બાળકની મનશકતો અથવા અનુભવી પોંહોંચી શકે નહી, તે લખાવવાનો કોશેશ કરવી વયરથ જશે. શીખવવાનો આ નીયમ શીક્ષકે હંમેશાં ધયાનમાં રાખવો કે, કોઇ પણ નવી બાબત શીખવતાં તેમાં એકજ પ્રકારની મુશકેલી હોવી જોઇયે. એકજ વીષયના સંબંધમાં બેથી ત્રણ જુદી જુદી બાબતોપર ધયાન આપવાની ફરજ પાડતાં, તે સેહેલાઇથી શીખી શકાતો નથી. આ પ્રમાણે, મનના વીચાર અથવા અનુભવથી લખાતી બાબતોપર અસલ લખાણ કરવાનું બાળકને જણાવતાં, તેણે ફકત પોતાની ભાષાપરજ ધયાન આપવાનું રહેતું નથી, પણ વીચારો પણ શોધવાની મુશકેલી તેને પડે છે. લખાણ તયારેજ સઉથી વધારે સારૂં થાય, જયારે તેની બાબતમાં

લખનારને મોજ મળતી હોય અને તે વીશે તે ઊલટથી લખતો હોય. બાળકોને અનુકુલ તેવી બાબતો તેમની પોતાની રમત ગમતને લગતી, અથવા તેમની બાળક જીંદગીના અગતના બનાવોને લગતો છે, અને શીક્ષકો તે વીશેજ તેના કને લખાણ માંગવું જોઇયે.

અસલ લખાણ કરવાનું શીખવતાં, શુરૂઆતથી શેવટ સુધી, નીશાળો તથા પાઠશાળાઓમાં કેવી રીતે કામ લેવાવું જોઇયે, તે વીશે એક અમેરીકન લખનાર નીચલી સુચના કરે છેઃ-

૧. લખાણ કરવાનું શીખવવાનો પેહેલો તબકકો, બાળકોને ગમત ઉપજે તથા તેમનું ધયાન એંચાય, એવી રીતે તેમની સાથ વાતચીત કરવાનો છે. આથી તેમની બોલવા તથા સમજવાની શકતી ખીલવા માંડશે.

૨. તયાંથી આગળ વધતાં વયાકરણની રૂઢીઓ દરશાવનારાં વાકયો જોડવાના પાઠો કરાવવા.

૩. તે પછી, જોયલી ચીજો, તેમના આકાર, ગુણ દોષ વગેરેનું વરણન લખાવવું.

૪. સાદી વારતાઓ વાંચી સંભળાવી તેમનો સારાંશ માંગવો.

૫. જેમાંથી નવું ગ્નાન મેળવવાનું હોય એવી બાબતોથી શુરૂઆત કરી, નીતી સંબંધી, મનમાં વીચાર કરી લખવાની બાબતો આપવી.

૬. તકરારોથી ભરપુર લખાણો કરાવવાં અને તેમાં મંતકીના કાયદા વાપરતાં શીખવવું.

પ્રથમ ઊપલા ચાર વરગોનાં લખાણોની તાલીમ આપવી, અને તે દરેકમાં વીદયારથીઓને સેહેલાઈ મેળ-

વતાં શીખવવું. લખાણ કરાવવાનો માહાવરો પાડતાં બાળકને હંમેશાં તેના પોતાના અનુભવ તથા અવલોકનનો ઉપયોગ કરતાં શીખવવું, અને લખાણ સાદી અને સરળ ભાષામાં કરાવવું. વયાકરણની રૂઢીઓને ફક્ત વળગી રહી વાકયોની રચનાપર ધયાન આપવા દીધાથી, લખાણમાં ફતેહ મળશે નહી. અગતની નેમ લખાણમાં એવી રાખવી જોઇયે કે, ચાલુ દરરોજના માહાવરાથી છોકરાં પોતાના વીચારો છુટથી લખી જણાવી શકે.

લખાણ શકતી સુધારવા માટે બાળકો કને કાગળો લખાવવાથી પણ ફાયદો થશે. તહેવારો, રમતગમત, નાની મુસાફરીઓ વગેરે અગતના બનાવો વીશે કલપીત શખસો ઊપર પત્રો લખાવવા, જેથી લખાણ સંબંધી ફાયદો થઈ કાગળો લખવાની રૂઢીઓનુ જ્ઞાન થશે.

વરગમાં બાળકોનાં લખાણો સુધારી તેમની ભુલો દેખાડવાની અગત પણ મોટી છે. દરેક વીદયારથીનું લખાણ તપાસતાં શીક્ષકે તેની ભુલ દેખાડવી, અને બને તો પોતે તે કાપી બુક ઉપર લખવી. સઉથી સારૂં તથા સઉથી ભુલભરેલું લખાણ વરગ આગળ વાંચી જઈ તેની ખુબી તથા ખામી બતાવવી. વાકયો વાંચતાં બાળકોને પુછતા જવું કે, આમાં ખોટું શું છે? આ વાકયોને સુધારો, જોઇયે? આ વાકયો ગુંચવાડો ઉભો કરે છે તેનું કારણ શું? વગેરે. ભારે શબદોનાં ફાંકડાં લખાણને ઉતેજન આપવું નહી. છોકરાંનાં મનપર ઠસાવવું કે, જે શબદોમાં વીચારો સરવથી સારી રીતે અને અસર સાથ લખી શકાય છે, તે સાદા અને સેહેલા હોયછે. કુદરતી ઢબે લખાવવાનીજ હંમેશાં સંભાળ લેવી.

વરગમાં લખાણ વીશે ટીકા કરતાં શીક્ષકે સમજ વાપરવી. છોકરાંનું નામ દઈ તેમની વખાણ કરતાં અથવા ઠપકો આપતાં સાવચેત રહેવું, કારણ તેની અસર જુદાં જુદાં બાળકોના સવભાવ પ્રમાણે કેવી થશે. કોઇને પણ તેની ભુલને માટે હસી કાહાડવો નહી. કાચા લખનારને ઉતેજન આપી અથવા ખુશ સવભાવથી તેનાં લખાણ વીશે ટીકા કીધાથી ધારેલી મતલબ પાર પડશે. નામો દીધા વીના ટીકા કરયાથી સઊ સઊ પોતપોતાની ખુબી ખામી, તેમની લાગણીને દુખ થયા વીના, જોઈ લેશે. શીક્ષકે યાદ રાખવું કે, જેમ મોટાં તેમજ નાના માણસોની આ એક નબળાઇ છે કે, પોતાનાં લખાણને હસી કહડાતું અથવા તેપર સખત ટીકા થતી જોવી તેમને ગમતી નથી, અને શીક્ષકે તે લાગણીને માન આપવું જોઇયે છે.

## અંકગણીત શીખવતાં ધયાનમાં રાખવાની બાબતો.

મનને ખોલવવા તથા તેને કસરત આપવા માટે વીદયાનો જે વીષય સઊથી વધારે કીમંતી છે, તે ગણીતશાસ્ત્રનો છે. તે વેહેવાર ઉપયોગમાં પણ આવતો હોવાથી, મુળ તથા વચગાળેની કેળવણીમાં અગતનો દરજ્જો લે છે. સઘળા સુધરેલા દેશોમાં કેળવણીનાં ધોરણની રૂયે, વીદયારથીની જીંદગોનાં આઠથી દશ વરસો

તેના અભયાસમાં રોકાય છે. છતાં તેટલા વખતનાં પ્રમાણુને છાજતું તેનું પરેણામ નીપજતું નથી, એવો ફરયાદ સઘળા દેશોમાં સાધારણ છે. હીંદીઓ, વીશેષકરી હીંદુઓ, ગણીતશાસ્ત્ર સંબંધી પ્રવીણતા માટે જાણીતા છે, અને યુરોપયનો તરફથી તેમ વારંવાર જણાવવામાં આવયું છે, છતાં આ દેશ પણ તેવી ફરયાદથી મોકળો નથી. આપણી સરકારી તથા ખાનગો નીશાળોમાં મેટ્રીકયુલેશનનાં ધોરણ સુધી, એટલે ગુજરાતી ધોરણોથી ગણતાં ઓછાંમાં ઓછાં દશ વરસો શુધી, અંકગણીતનો અભયાસ કરાવવામાં આવે છે, તોપણ મેટ્રીકયુલેટ થયલો સાધારણ વીદયારથી હીસાબ ગણવાની જુદી જુદી રીતીઓનાં કારણો આપી શકે, અથવા વેહેવારી હીસાબોમાં ભરોસેદાર ગણતરીઓ કરનાર કહેવાય, એટલું પુરતું જ્ઞાન તે ધરાવતો હોતો નથી.

આનું મુખય કારણ હીસાબ શીખવવાની ભુલભરેલી રીતીમાં રહેલું છે. અંકગણીતની કઈ કઈ બાબતો શીખવવી અને કેવી રીતે તે શીખવવી, તે વીશે વીચાર કરવાની તસદી ઘણું કરી લેવાતી નથી. જે ધોરણ હંમેશાં ચાલતું આવયું હોય છે, તેનેજ પકડી રાખી સંતોષ માનવામાં આવેછે. હીસાબનાં પુસતકમાં આપેલી અમુક બાબતો સરકારી નીશાળોમા શીખવે છે માટે આપણે પણ શીખવવી જોઇયે, એવો વીચાર નીશાળોના વડાઓ સાધારણ રીતે કરેછે. સવતંત્ર રીતે તેઓ ચાલતા નથી. બરાબર કહીયે તો, ચાલી શકતા નથી; કારણ ની-

શાળના લાભોને ખાતર એકજ ધોરણને વળગી રહેવું પ-
ડે છે. પણ નોશાળના લાભ તપાસતાં, વીદ્યારથીઓના
ભોરંભે પડે છે. હીસાબ વેહેવારૂ ઊપયોગ માટે જેટલા
નહી, તેટલા પરીક્ષાઓ પસાર કરવા માટે શીખવવામાં
આવે છે. આનો ઊપાય, ગણીતનાં ધોરણમા કેટલાક
અગતના ફેરફારો કરવાનો છે.

ગુજરાતી ધોરણોમાં ગણીત શીખવવાની કઢંગી
રીત આ છે કે, દેશી હીસાબ અને કોલેનઝોના અથવા
બીજા કોઈ અંગ્રેજી હીસાબ, એવાં જુદાં નામોથી અને
જુદી રીતના બે હીસાબ શીખવવામાં આવે છે. નીશાળ-
યાઓનાં મનપર આથી જાણે એવી છાપ પડે છે કે, દેશી
અને અંગ્રેજી હીસાબો બે જુદા વીષયો છે અને તેમના
વચ્ચે કશો સંબંધ નથી. મનની અને લખેલી ગણતરી
ઓને આ રીતે બીલકુલ જુદી પાડી નાખવામાં આવે
છે. હીસાબ શીખવવામાં થતી બીજી મોટી ભુલ, કેટલીક
વગર જરૂરની ચીજો પાછળ વીદ્યારથીઓનો વખત કાહા-
ડવાની છે. દાખલા તરીકે, દરઢભાજક અને લઘુતમ
સાધારણ ભાજકના હીસાબ વેહેવારમાં કદી કામ આવતા
નથી, અને અંકગણીતના મુળતતવની કેળવણીમાં તે
ઊપયોગી નથી, છતાં તે પાછળ બાળકોનો વખત નકામો
ગુમાવવામાં આવે છે. હીસાબ શીખવતાં થતી ત્રીજી ભુલ
આ થાય છે કે, વેહેવાર ઊપયોગમાં આવે એવી બાબતો
છોડી દઇ ઊખાણાં સરખી અને વગર અગતની ચીજો-
ને પકડવામાં આવે છે. હીસાબનાં પુસતકોમાં નીચલા
સરખાં ઉદ્દાહરણો પુષકળ મળી આવશેઃ—

મેં એક ટોપી, ડગલો અને બદીયાન રૂ ૩૪ ની કીમતે લીધાં; ટોપીની કીમત ડગલાની ૨/૫ જેટલી, અને બનીયાનની ટોપીની ૩/૪ જેટલી હતી, તો દરેકની કીમત કેટલી?

મનને કસરત આપવા માટે આવા દાખલા જરૂરના છે એવું કેટલોક તરફથી કહેવામાં આવશે. તયારે સવાલ ઊઠે છે કે, હીસાબનો ઉપયોગ વેહેવારમાં ઘણો થોડો હોય અને એવાં કલપીત ઊખયાણાં શોધી કાહાડવાની તેટલામાટે જરૂર પડતી હોય, તો વેહેવાર પુરતું જ્ઞાન આપી બાકીનો વખત વધારે ઉપયોગી વીષય પાછળ કાં નહી રોકવામાં આવે? હીસાબના મુળતતવોની કેળવણી લેવા ઇછિનારાઓનો હદમાં બારીકી ભરયા અથવા અઘરા સવાલો કદી આવતા નથી, એટલે તેમને તે સંબંધી કસરત આપવાની જરૂર રહેતી નથી. દરેક દેશમાં વીદયારથીઓનો વધારે મોટો ભાગ વચગાળેની કેળવણીથી આગળ વધતો નથી, અને તેવાઓને અંકગણીત વેહેવારમાં કામ આવે તે માટે, હીસાબના મુળતતવોથી બાહેર જવાની જરૂર હોતી નથી. નીશાળોમાં હીસાબ શીખવવાના સંબંધમાં આ ઉપરથી, શીક્ષકોએ નીચલી ત્રણ બાબતો વીશે ધયાન આપી કામ લેવું જોઇયે છે:– (૧) ઓછી અગતની સઘળી બાબતો પડતી મુકવી; (૨) બાબતોની સઘળીજ બારીકીઓ શીખવવાની જરૂર સમજવી નહી; (૩) દરેક બાબત એકજ રીતોએ શીખવવી, અને મોહોડેની તથા લખેલી ગણતરીઓનો મુળ નીયમ સરખો છે એવું દેખાડી, બેઉ પ્રકારની ગણતરીઓ કરવાની વીદયારથીઓને સેહેલાઇ આવે એમ કરવું.

છેલી સુચનાપર શીક્ષકોએ ઘણી સંભાળથી ધયાન આપવું જોઇયે છે. વીદયારથીઓનાં મનમાં મજબુતીથી ઠસાવવું કે, લખવાના તથા મોહોડેના એવા બે જાતના હીસાબ હોતા નથી: દેશી હીસાબ અને અંગ્રેજી હીસાબનો મુળ નીયમ સરખોજ હોય છે. બેઉ જુદા છે એવું દેખાડયાથી વીદયારથીનું મન ગુંચવાઈ જઇ તેના વધારામાં અટકાવ થાય છે. મોહોડેની તથા લખીત ગણતરીઓને તેનાં મનમાં એક કરી નાખવા માટે, હીસાબનો કોઈ વીષય શીખવતાં પ્રથમ તે સંબંધી મોહોડેની ગણતરીઓ કરાવવી. અલબતે નાના તથા સેહેલ આંકડાઓથી તેની શુરૂઆત કરાવવી જોઇયે; કારણ મોટા આંકડાને લીધે શીખનાર ગુચવાય છે. લખીત ગણતરીની રીતો મોહોડેની ગણતરીની રીતોની બરાબર હોવી જોઇયે, અને છોકરાંનાં ધયાનમાં ઉતારવું કે, સંખયા ઘણી મોટી થઇ જઈ મનમાં રહેતી નહી હોવાથીજ, કાગજ તથા કલમનો ઉપયોગ કરવો પડે છે.

અંકગણીત શીખવતાં બે મુખય હેતુઓ શીક્ષકે ધયાનમાં રાખવા:-૧લો, હીસાબો ગણવાની રીતીઓનાં કારણો શીષયે પકાં સમજવાં; ૨જો, તે રીતીઓ ઉપયોગમાં લાવવાની સેહેલાઈ અને ચોકસાઈ તેણે મેળવવી જોઇયે. પેહેલો હેતુ પાર પડે તે માટે, છોકરૂં રીતીઓને લગતી સમજ પુરેપુરી ધરાવી તે પોતાના શબ્દોમાં સમજાવી શકતું હોવું જોઇયે; તેમજ સંભાળથી અને ચાલુ રીતે દાખલાઓ કરી, તે રીતીઓ પોતાનાં મનમાં તેણે ઊતારવી

જોઇયે. બીજો હેતુ પાર પડેલો તયારેજ ગણાય, કે જયારે બાળક સેહેલાઇ, ઉતાવળ અને ચોકસાઇથી દાખલાઓ કરી શકતું હોય. સરવાળા વગેરે, સરળતા, ઝડપ અને ચોકસાઇ સાથ તેનાથી થવા જોઇયે. હીસાબો ગણતાં તે ગણવાની રીતીનાં કારણનો વીચાર, તેનાં મનમાં આવયા કરીને તેનાં કામમાં અટકાવ નાખતો હોવો જોઇયે નહી. વળી ઘણા સરખા દાખલા હલવે હલવે કરાવોને શીક્ષકે સંતોષ પકડવો નહી, પણ નવા નવા હીસાબ વરગમાં લખાવી તે બને એટલો ઝડપથી અને સંપુરણ ચોકસાઈ સાથ કરાવવા જોઇયે.

હીસાબ શીખવવાની શુરૂઆત કરતાં, બાળકોને આંકડાઓનું જ્ઞાન આપવાના સંબંધમાં કેટલીક સુચના હવે કરીશું. એકથી દશ અને દશાથી વીસ સુધીના આંકડાઓ શીખવતાં, બાળકના જોવામાં આવતી હોય એવી ચીજો લઈ તેમનો ઢગલો કરતાં જઈ, તેમનો સંખયાનું જ્ઞાન તેને આપવું. ફકત સલેટ અથવા કાગજ ઊપર આંકડા ચહડ ઊતર માંડી જવાથી બાળક જેટલું સમજી શકશે નહી, તેટલું નજરે પરતા દાખલાથી તે સમજશે. એક દાણાની પાસે બીજો મુકયે તો તે બે થાય, અને બેઊને પાછા છુટા કરયે તો એક એકની સંખયા રહે એવી રીતે શુરૂઆત કરી, જીંદગીમાં નજરે પડતી ચીજોના સંબંધમાં બાળકને આંકડાઓનું જ્ઞાન આપતા જવું. તે રીતે હીસાબ શીખતાં બાળક અંકગણીતને એક કલપીત વીષય તરીકે નહી, પણ સંસારમાં કામ આવતાં

એક અગતનાં સાધન તરીકે ગણી તે ઊલટથી શીખશે. એકથી નવ સુધીના કોઇ પણ આંકડાઓનો સરવાળો મોહોડેથી ગણતાં બાળકને આ રીતે પ્રથમ શીખવવું. તેમ કરતાં આંગળીઓ ઉપર અથવા એકજ નેમી આપેલી રીતીએ તેને ગણતરી કરવા દેવી નહી. આંકડાઓ ગણવામાં યાદદાસતનું કામ વીશેષ હોવાથી, દરેક વીદ્યારથીને સઊથી સેહેલ અને ખેંચાણ કરનારી લાગે એવી રીતીએ ગણતરી કરવા દેવી. છતાં બે સંખ્યાનો સરવાળો કરવાની સઊથી સેહેલ રીત કઇ છે અને એક સંખ્યા પરથી બીજી સંખ્યા પર કેવી રીતે અવાય છે, તે વીશેની સેહેલ સુચના શીક્ષકે તેના ધયાન પર લાવતા રહેવું. દાખલા તરીકે, સાત અને છનો સરવાળો કરવો હોય, તો તેને સુચવવું કે, બે છ અને એક હોય તો તેર થાય, અથવા બે સાત ઓછો એક હોય તોપણ તેર થાય; અથવા નવઅને આઠ ગણતાં, નવ ચાર અને ચાર લઇયે તો સતર થાય અથવા બે નવ ઓછો એક લઈયે તો પણ સતર થાય. આ પ્રમાણે, તરેહવાર રીતે સરવાળો ગણવાની રીતીઓ દેખાડી બાળકને આંકડાઓના ભાગવીભાગ કરવાની સેહેલાઇ કરી આપવી જોઇયે. સરવાળા, બાદબાકી, ગુણાકાર તથા ભાગાકારના નીયમો, આ જાતની તરેહવાર ગણતરીઓથી બાળકનાં મનમાં ઉતારવા સેહેલ પડે છે.

દશથી ચહડતા આંકડા વીશે બાળકને સમજ આપતાં, દશ, સો, હજાર વગેરે દેખાડનારા ડાબા હાથ ઉપ-

રના આંકડાનો સંબંધ તેમની પડોસના જમણા હાથ પ-રના આંકડા સાથ કેવો છે, તે બાળકનાં મનમાં મજબુત ઠસાવવું. દાખલા તરીકે, ત્રેવીસની સંખ્યા લખી બાળ-કને સમજાવવું કે, ડાબી અને જમણી તરફના આંકડા એકજ પંકતીના નથી, પણ બગડો તગડાથી એક પંકતી ચહડતો એટલે દશથી ગણાતો છે. આ વાત તરફ વધારે ધયાન ખેંચવા માટે શીક્ષકે દશાગણો આંકડો એકગણા આંકડાથી ઘણો વધારે મોટો કાહાડવો. દશ, સો વગેરે દે-ખાડનારા આંકડા પાટીપર માંડતાં તેમની કીમત પ્રમા-ણે ચહડઊતર કદના કાહાડયાથી બાળકને તે સેહેલથી સમજાય છે. પાછળથી બાળક સમજી શકશે કે, ફકત સ-ગવડને ખાતર આંકડાઓ સરખાં કદના લખાય છે. આં-કડાઓની ગણતરીની સમજ આપતાં, સીસાંના છરા અ-થવા નાની સલીઓની ભારીઓ વગેરેના ઢગલા કામે લ-ગાડી શકાશે. દશ તથા સોના ઢગલા રાખી, સોના દશ તથા દશના સો કરી, તેમાં ઊમેરાવી, બાદ કરાવી, ઇતયા-દી તરેહવાર ઊથલપાથલોથી બાળકનાં મનને સારી કસ-રત થશે. આંકડાઓ સાથ રમત કરવા જેવું આથી થશે, પણ તેની ચીંતા નહી. રમત રમતા હોઇયે એવી રીતે શી-ખવયાથી ધારેલું કામ ઉતાવળે થશે.

ગણીત શીખતાં આંકના પાડા મોહોડે ચહડાવવા-ની જરૂર મોટી હોય છે. તેમાં ગફલત કીધાથી અંકગ-ણીતના અભયાસમાં આગળ વધવાની અગવડ પડે છે. આદદાસત શકતીનું આ બાબતમાં અલબતે વીશેષ કામ

છે, તોપણ શીક્ષકે વીદયારથીના મારગમાં રહેલી અડચણો દુર કરવાનો કોશેશ કરવી જોઇયે. આંક શીખવતાં ચાર રીતે બાળકોને મદદ કરી શકાશેઃ-૧ લી, ગાયણના આકારમાં આંક મોટે સાદે અને ખુશ અવાજે ગવાડી તેમના કાનની મારફતે તે તેમની યાદમાં ઉતારી શકાશે; ૨ જી, પાડાના વધારે અઘરા આંકડા મોટા અક્ષરે છપાવી બાળકની નજર તે પર નાખયાથી તે સેહેલથી યાદ રાખી શકાશે; ૩ જી, પાડાઓમાં ચોકસ સંખયા એક સરખી રીતે ફરી ફરીથી આવે છે તે દેખાડી, બાળકની અનુક્રમ સંબંધી પ્રેરણાથી તેની યાદદાસતને મદદ આપી શકાશે; ૪થી, સાધારણ સવાલો પુછી બાળકોને પોતાના અનુભવનો ઊપયોગ કરવા દીધાથી તે તેમને યાદ રાખવાનું એક સાધન થઈ પડશે. આંકના પાડા તેમજ કોષ્ટકો ફુરસદની થોડીક પળ જયારેબી મળે તયારે-જેમ કે, હાજરી પુરવા તથા પાઠ બદલવાના વખતે-બાળકો પાસ બોલાવયાથી ફાયદો થશે.

વરગમાં ગણીત શીખવવાના સંબંધમાં શીક્ષકોને કેટલીક સાધારણ સુચના કરી આ વીષય પુરો કરીશું:—

૧. ગણીતનો પાઠ આપતાં દરરોજ મોહોડેની ગણતરીઓથી મનને કસરત આપવી.

૨. જુદાં જુદાં બાળકોની મનશકતીને અનુસરતા સવાલો કરવા. દરેક બાળક દરેક સવાલનો જવાબ આપશે એવી વકી રાખવી નહી.

૩. દાખલા બનતાં સુધી મોહોડેથી લખાવવા. પાટી ઊપર માંડયા હોય, તો બાળકો પાસ તે પ્રથમ વંચાવવા.

૪. બાળકોને પ્રમાણીકપણા અને સવતંત્રતાની ટેવ પડે નહી તયાં સુધી, લગોલગ બેઠેલાં બાળકોને એકજ દાખલો આપવો નહી. ૧, ૨, ૩ અથવા ક, ખ, ગ એવાં નામોથી બાળકોને વેહેંચી નાખી તેમને ભેળસેળ કરી બેસાડવાં, અને નંબરો પ્રમાણે જુદા જુદા દાખલા આપવા.

૫. બાળકોને હીસાબનો તાળો ગણવા દેવાં નહી.

૬. સલેતોનો ઉપયોગ કરવો બને એટલો જલદી માંડી વાળવો. કાગજપર લખાયલા શબ્દો હંમેશાં રહે છે, જેથી નીશાળયો આંકડો મુકવા અગાઉ વીચાર કરશે. સલેતોનો ઊપયોગ લાંબો વખત સુધી કીધાથી, વળી, અચોકસ અને ફુવડ થવાની ટેવ બાળકને પડે છે.

૭. દરેક નીશાળયાના હાથમાં પુરતું કામ હોય તેની સંભાળ રાખવી. સરવથી ઊતાવળે હીસાબ ગણનાર ચોકસ વખતમાં કરી શકે, એટલું કામ તેને આપવું.

## ભુગોળવીદયાનો અભયાસ કેવી રીતે કરાવવો જોઇયે તે વીશે.

રોજીંદાં વરતમાનપત્રો વાંચનારાઓ ભુગોળવીદયાની જરૂર સારી રોતે પીછાણશે. દુનીયાના તરેહવાર ભાગો તરફથી વીજળીક તાર મારફતે દરરોજ તરેહવાર ખબરો વરતમાનપત્રોમાં પ્રગટ થાય છે, તેમની અગતયતા ભુગોળવીદયા જાણનાર જેવી રીતે પીછાણી શકે, તેવી રીતે અજ્ઞાન માણસોથી થઈ શકે એમ નથી. સુધારાનો મોટો આધાર આપણી આસપાસ બનતા બનાવોની માહીત-

ગારી ઊપર રહે છે, અને તે મેળવવા માટે ભુગોળનું જ્ઞાન પેહેલી જરૂરનું છે. નીશાળોમાં તરેહવાર બાબતો શીખવવામાં આવે છે, તેમાં લખવા, વાંચવા તથા હીસાબ ગણવા સીવાય જે એકજ બીજી બાબત સંસાર વેહેવારમાં સઉથી વધારે કામ આવે છે તે ભુગોળ, એટલે દુનીયાના દેશો તથા લોકો વીશે જગા સંબંધી, સંસારી, રાજદવારી તેમજ વેપારી માહીતગારી આપનારી વીદયા છે.

ભુગોળવીદયા શીખવવાનાં રીતી, યુરોપ તથા અમેરીકાના જેવા દેશોમાં પણ સંપુરણતાએ પોહોંચવાને આંગળી પર ગણાય તે કરતાં વધારે વરસો થયાં નથી, છતાં તયાંની અને આ દેશની રીતો વચે બોહોળો ફરક છે. ભુગોળ વીદયા શીખવવાનો ખરો હેતુ કેમ સાચવવો, તેનો ખયાલ વટીકઆ દેશમાં કોઇને આવેલો હોય એમ દીસતું નથી. ખરી રીતે અભયાસ કરાવતાં, વીદયારથીઓની મનશકતીના ઘણાક ઊંચા ગુણો ખીલવા સાથ, માણસજાત તથા તેનું રહેઠાણ જે પરથવી, તે વીશે તરેહવાર પ્રકારનું જ્ઞાન મળે છે. ભુગોળનું સંપુરણ જ્ઞાન, શીખનારને જમીન તથા પાણી વીશે જેમ સમજ આપે છે, તેમ પરથવી સંબંધી ખગોળનું કેટલુંક જ્ઞાન, માણસજાત, જાનવરો તથા વનસપતીની વેંહેંચણી, જુદા જુદા દેશોના વેપાર તથા રાજવહીવટ, લોકોની ભાષાઓ તથા ધરમ, અને તેમના અનયોઅનયના સંબંધની ખબર પણ આપે છે. ભુગોળ એ રીતે બોહોળા વીસતારનું શાસ્ત્ર છે, અને તેનો ઉપયોગ આખા જનમ સુધી કરાય છે. બાળકોની

મનશક્તી કેળવવાનું તે નજીવું સાધન નથી, પણ તેનો ઘટતી રીતે અભયાસ થવાપર તેના ઉપયોગનો આધાર રહે છે.

દશથી અગયાર વરસની વય થતાં સુધી બાળકોને ભુગોળનો અભયાસ નકશાની મદદથી કરાવવો નહી; કારણ નાની વયે બચાંનું મન, જગયા અને તફાવતનો ખયાલ કરી શકતું નથી. ભુગોળ વીદયા પર આવવા અગાઉ, તેમનાં મનને કેટલીક કસરત આપવી જોઇયે છે. તેમને પ્રથમ ચીજોનો ખયાલ બાંધતાં શીખવવાં જોઇયે, અને તે માટે કુદરતી દેખાવો, ચીત્રામણો તથા મોહોડેથી કીધેલાં અથવા લખેલાં વરણનોની જરૂર છે. ભુગોળ શીખતાં કદી નહી જોયલા દેશો તથા લોકો વીશે ખયાલ કરવો પડે છે, અને તે કરવા માટે બચાંએ કોઇ જોયલી ચીજોનો આધાર પકડવો જોઇયે. પ્રથમ તે માટે તેને કોઇ મોટા વીસતારની જમીન દેખાડવી જોઇયે. તેમાં તરેહવારપણું જેટલું વધારે હોય તેટલી તે વધારે પસંદ કરવા જોગ ગણવી. તે દેખાડવાની તક નહી હોય તો તેનાં ચીત્રામણથી કામ ચલાવવું. એવાં અવલોકનથી, ચીજો મનમાં ઉતારવા અથવા તે સમજવાનો મનનો ગુણ ખીલે છે. ભુગોળ શીખવા માટે બીજો જરૂરનો ગુણ જોયલી ચીજોને મનમાં કલ્પનાથી પાછો ઉભો કરવાનો છે, અને તે પણ શીક્ષકે ખીલવવો જોઇયે. પાહાડ, ટાપુ, જંગલ, સરોવર, લીલોતરીવાળાં મેદાનો તથા વેહેતી નદી કેવાં હોય તે જયારે બાળક કલપનાથી વીચારી શકે,

ઊછાળા મારતો સમુદ્દર ખ્યાલથી જોઇ શકે, અને કીનારાપર અફળાતા તેના મોજાની ગરજના મનમાં સાંભળી શકે, તયારે ગેરહાજર ચીજોને મનમાં ઉભી કરવાનો ગુણ સંપુરણ થયલો કહેવાય. મનનો ત્રીજો ગુણ તેની ખ્યાલ શકતી છે, અને તે પણ ભુગોળવીદયાના અભયાસ માટે બાળકને તઇયાર કરવા માટે ખીલવણી પામવો જોઇયે. આ ગુણથી, જોયલી ચીજો ઉપરથી નહી જોયલી ચીજો વીશે માણસ પોતાનાં મનમાં ખયાલ બાંધી શકે છે. નાનકડા ઝરાના ખયાલ ઉપરથી ગંજાવર નદી વીશે તેથી ખયાલ થાય છે, નાના તલાવ અથવા સરોવર ઊપરથી મોટા સમુદ્દરનો વીચાર કરી શકાય છે, અને નાની ટેકરીનું કદ મોટાં પ્રમાણમાં મનમાં ધરી મોટા પરવતની કલપના આવે છે. કલપના શકતીનો આ ગુણ ખીલયો હોય, તો ભુગોળવીદયા શીખનાર પરદેશાનો, કહો કે દક્ષીણ અમેરીકાની, કોઈ નદીનો વીચાર કરતાં, નકશામાં પાડેલા કાળા લીટા જેવોજ તેને ગણશે નહીઃ દુનીયાની સઉથી બોહોળી અમેઝાન નદી વીશે તે ભુગોળનાં પોતાનાં જ્ઞાનથી ખયાલ કરશે કે, ગદલાં પાણીની તે વીસતીરણ અને મસ મોટી સપાટી છે, તેની આસપાસની હવા, ગરમ અને ભીનાસવાળી છે, અને તેનાં પાર વીનાનાં અંધારાં જંગલોમાં રાક્ષસી દરાક્ષના રેપાઓ વીંટલાઇ રહી, તેમાં બકબક કરતા વાંદરાઓ અહીંથી તહીં નાચકુદ કરતા ફરે છે. ભુગોળના અભયાસમાં આગળ વધતાં શીખનારની યાદદાસતશકતી પણ કેળવાય છે, કારણ તેની

મદદથીજ, પાહાડો, ટાપુઓ, નદીઓ વગેરેની અકેકના સંબંધની જગાઓ તે મનમાં રાખી શકે છે.

બાળકનાં મનને એ રીતે, અવલોકન, વાંચણ તથા મનોરંજક વાતોથી ખીલવવાને આસરે દોહોડ વરસની મુદત જોઇયે છે, જે અરસામાં તે ભુગોળની જાણે બારાખડી શીખે છે. તે મુદત પુરી થતાં નકશાની મદદ સાથ ભુગોળ શીખવવી શુરૂ કરવી. તેના પેહેલા તબકકામાં શીક્ષકે ખુદ નીશાળના ઓરડાનો નકશો પાડવો. પાટી ઉપર ચાક વડે તે ચોકસાઈ સાથ અને પ્રમાણ પ્રમાણે પાડવો, અને બાળકો કને પણ તે પડાવવો. તેમ કરવા માટે શીક્ષકને ચીત્રકળાનું કાંઈક જ્ઞાન હોવું જોઇયે. નીશાળના ઓરડાથી આગળ વધી, ગામડાંના ચોકસ ભાગનો નકશો પાડવો અને તેમાં ઘરો, રસતાઓ, ઝરા વગેરેની જગાઓ માંડી દેખાડવી. શીક્ષકે આ માટે પોતે અવલોકન કરવું અથવા બને તો તઇયાર નકશાઓનો ઉપયોગ કરવો જોઇયે. ગામડાંથી પણ આગળ વધી જીલાના, પછી પ્રાંતના, પછી દેશના નકશા ઊપર આવવું. એવા નકશાઓમાં ઘણી બારીક ચીજો ઊપર એકદમ ઊતરી જવાની જરૂર નથી, પણ જમીનનાં કદ તથા આકાર ઊપર તેમજ તેમાંની મુખ્ય જગાઓ અને વસતુઓ દેખાડી પ્રથમ સંતોષ પકડવો. પાહાડો, નદીઓ, સરોવરો વગેરેનાં વરણન ઊપર આવવા અગાઊ, બાળકને પરથવીનાં કદ, આકાર અને ગતી, તથા તેથી નીપજતાં દીવસ અને રાત તથા રૂતુઓ વીશે સમજ આપવી.

આ માટે તઈયાર આવતા લાકડાંના ગોળા વરગમાં રાખ-
વા જોઇયે; તે નહી હોય તો બાહેરથી ઉછીકા લેવા,
અને તેમ પણ નહી બને તો નારંગી અથવા કરીકેટના
દડાનો ઉપયોગ કરવો. પરથવી ગોળ છે એવું શીખવતાં
બાળકને દેખાડવું કે, હમણા સુધી જે નકશા આપણે
દોરયા છે, તે એક બાબતમાં ખોટા છે, અને તે એ કે
પરથવી જયારે ગોળ છે તયારે નકશા સપાટ છે. ગોળા-
કાર ચીજપર સીધા અને સીધા જતાં પાછું એકજ
જગોએ અવાય છે તે બાળકને દેખાડી પરથવીની
ગોળાઈવીશે તેને અનુમાન કાહાડવા દેવું. તે પછી તેને
જણાવવું કે, ગોળાકાર નકશા કાહાડવાનું ઘણું મુશકેલ
હોય છે, કારણ તેમ કરતાં અતીઘણાં મોટાં પ્રમાણ ઉપર
નકશા દોરવા પડે. પ્રમાણ એટલે શું તેની સમજ અત્રે
બાળકને આપવી, અને લાકડાંના ગોળાના વયાસ તથા
પરથવીના ખરેખરા વયાસ વચે સરખામણી કરી દેખાડી,
તેમનાં આખાં કદ તેમજ તેમના નાના નાના ભાગોનાં
કદ વચે સરખું પ્રમાણ રહેલું છે તેની સમજ પાડવી.
લાકડાંના ગોળા ઉપરાંત ભુગોળ શીખવવાનાં સાધન
તરીકે ઉપસાવેલા ભાગો સાથના ગોળાઓ તેમજ નકશા-
ઓ યુરોપ તેમજ અમેરીકામાં હાલ બનાવવામાં આવે
છે, જેમની મદદથી જુદા જુદા દેશોની સપાટી, તેનાં
ઊંચાણ તથા નીચાણનો ખયાલ ઘણી ચોકસાઈસાથ
આવે છે.

ભુગોળના અભયાસમાં આગલ વધતાં, રેખાંશ
તથા અક્ષાંશથી પરથવીની જગાઓ નકી કરવાની રીત,

તથા એવી બીજી ખગોળશાસ્ત્ર વગેરે સાથ સંબંધ રાખનારી બાબતોનું જ્ઞાન આપી, પેહેલાં જુદા જુદા ખંડોની જગા, આકાર, કદ અને સપાટીનો પાઠ કરાવવો. તયારબાદ ટાપુઓ, પવરતોની હાર, ઉચાં મેદાનો, તથા નીચો ખીણો, સમુદરો, તેમાંથી વેહેતા પ્રવાહ, મોટી નદીઓ અને સરોવરોના, અને છેલે રોપાઓ તથા જાનવરો અને માણસજાતની વેંહેંચણીના, એ પાઠો અનુક્રમે કરાવવા. દરેક ખંડને તે પછી છુટો છુટો લઈ એવા પાંચ પ્રકારનું જ્ઞાન વીદયારથીને આપવું, અને શેવટે સઘળા ખંડોનો સામટો સારાંશ લઇ વેપાર, રાજવહીવટ, જાત, ભાષા તથા ધરમના સંબંધમાં દેશોનો અકેક વચેનો સંબંધ દેખાડવો.

ભુગોળમાં આપેલા સાંકેતીક શબદો અથવા જમીન, પાણી વગેરેના ચોકસ ભાગોને આપેલાં અમુક નામો વીદયારથી કને પ્રથમ મોહોડે કરાવવાં નહી. વગર સમજે તે રીતે ફકત શબદો મોહોડે ચહડાવવાની કહાકુટથી બાળકને ભુગોળનો કંટાળો આવી જશે, અને તેથી ફાયદો થવા કરતાં ગેરફાયદો વધારે થશે. ચીજોને બરાબર સમજ સાથ ઓળખતાં શીખયા પછી સાંકેતીક શબદો બાળક બરાબર સમજવા લાગશે, જેથી તેમનો અભયાસ અસુરેથી કરાવવો વધારે ઠીક પડશે.

શુરૂઆતના અભયાસ માટે ભુગોળની ચોપડીમાંથી નીરજીવ હોય એવી સઘળી વીગત પડતી મુકવી. શીખવાની બાબત ટુકમાં તથા ખુલા શબદોમાં લખેલી

હોવી જોઈયે, જેથી સઉથી અગતની બાબતોપર વીદયારથીનું ધયાન સઉથી વધારે ખેંચાશે. વળી તેમાં બને એટલાં અને સારાં ચીત્રો દાખલ કીધાથી શીખનારને ગમત તેમજ જ્ઞાન મળશે.

જેમ બીજી સઘળી બાબતોમાં તેમ ભુગોળમાં પણ, શીક્ષકે ખાસ અભયાસ કરવાની જરૂર છે. શીક્ષક ચોપડીમાં જોતો જાય, તેમાં લખેલા સવાલો પુછતો જાય, પછી નકશામાં શકની નજરે શોધાશોધ ચલાવે, અથવા ચોપડીમાં આપેલો જવાબ જોય, એવો દેખાવ ઘણો સાધારણ અને દુખ આપનારો છે. શીષયો એવા શીક્ષકનું ભંડોલ જલદી માપી શકે છે. ભુગોળ શીખવવા માટે શીક્ષકે ફકત ભુગોળની નાની ચોપડીજ વાંચવાની નથી અથવા નકશોજ જોવાનો નથી, પણ તેણે બોહોળાં વાંચણ તથા અભયાસથી નવી નવી ખબરો મેળવતા રહી, બાળકોનું મનરંજન કરતા અને તેમની જીજ્ઞાસા ઊસકેરતા રહેવું જોઈયે છે.

## ઈતીહાસ કેવી રીતે શીખવવો તે વીશે.

ઇતીહાસનો વીષય નીતી તથા મન સંબંધી કેળવણી માટે ઘણી અગતયતા ધરાવનારો છે, પણ તેનો ઊપયોગ કેવી રીતે કરવો, તેનો આધાર શીખનારની વય, અનુભવ અને સમજશકતી ઉપર રહે છે. ભુતકાળના બનાવો પરથી ધડો મેળવી માણસજાતના ગુણદોષ તથા

વખતના ફેરફારોનો ખયાલ મેળવવો, એ બાળક મનશક્તીની હદમાં હોતું નથી. છતાં શુરૂઆતની કેળવણીમાં ઇતીહાસને ઊપયોગી કરી શકાય છે. ઇતીહાસીક વારતાઓ અને ગુજરેલા મહાન પુરૂષો તથા મોટા બનાવોની હકીકત બાળકોને જણાવવાથી, તેમને લાભ કરી શકાય છે. આગલી પાછલી વાતો જાણવાની જીજ્ઞાસા જેમ મોટી ઉમરના માણસો તેમજ બાળકોમાં પણ રહેલી છે, અને તેને ઘટતે રસતે પાર પાડવાથી બાળકોની કેળવણીનું તે અગતનું કારય થઇ પડે છે.

શુરૂઆતના તબકકામાં, તેટલામાટે, મનોરંજક કથાઓ અને વરણનોથી ઇતીહાસની જગો પુરવી જોઇયે. શુરૂઆત ઘર આગળથીજ કરવી જોઇયે, અને તે માટે વીદ્યારથી જે શેહેરમાં રેહેતો હોય, અથવા જે મોટા પુરૂષો તેમાં થઈ ગયા હોય, તેની અથવા તેમની હકીકત તેને સરળ ભાષામાં અને ધયાન ખેંચનારી વીગત સાથ પ્રથમ જણાવવી. દાખલા તરીકે, મુંબઇના બાળકને ઇતીહાસ ભણાવવાનું શુરૂ કરતાં, તેને મુંબઇની આગલી સથીતી વીશે, તેમાં વસતા લોકો, તેમની રીતભાત, પેહેરવેશ, રેહેઠાણ ઇત્યાદીનો ખયાલ આપવો; પછી પોરટુગલના રાજાએ મુંબઇનો ટાપુ અંગ્રેજોને કેવા સંજોગ હેઠલ આપયો તેની વાતો કરવી, વગેરે. બાળકનું ધયાન જયાં સવભાવીક રીતે પેહેલું ખેંચાતું હોય, જે જગાઓ અને પુરૂષો તેના સાથ નીકટનો સંબંધ રાખનારા હોય, તે વીશે તેની જીજ્ઞાસા ઉસકેરી પુરી પાડવી જોઇયે. તયાંથી

આગળ વધી આખા ઇલાકા, આખા દેશ, ખંડ, અને પછી દુનીયાના ઇતીહાસના મોટા બનાવો અને મોટા પુરૂષો વીશે કથાઓ કહેવી. શીક્ષકે તેમ કરતાં યાદ રાખવું કે, આ શુરૂઆતના તબકકામાં વખત, જગા, કારણ વગેરેના સંબંધો બચાંના મનમાં ઠસાવવાની જરૂર નથી. ઇતીહાસના જાણે "કકડા બુકલા" કરી, બાળકોની કલપના શકતી ખીલવવાના મુખય હેતુથી તેના મનને કેળવવું. બરાબર જોતાં તેથી ઇતીહાસ શીખવવાનું થતું નથી, પણ શુરૂઆતના તબકકામાં બાળકનાં મનને ઇતીહાસ માટે ફકત તઇયાર કરવાનું તે કામ થાય છે.

ઇતીહાસ શીખવવાનો બીજો તબકકો, આસરે તેર વરસની વયથી શુરૂ થવો જોઇયે. અહીંથી તેનો અભયાસ વધારે જોઇયલાં ધોરણ અને રીતી પ્રમાણે કરાવવો. અહીંથીજ ઇતીહાસ શીખવવાની ખરી મુશકેલી શુરૂ થાય છે, જે આ દેશમાં કેળવણી ખાતાંઓને લાગેલી દીસતી નથી. હીંદુસતાન તથા ઇંગલંડના ઇતીહાસ ઊપરાંત બીજા કોઈ દેશના ઇતીહાસને હીંદુસતાનની નીશાળો તથા પાઠશાળાઓમાં અગતનો વીચારવામાં આવતો નથી. દેશી વીદયારથીઓ, તેટલામાટે, નીશાળમાં શીખેલા ઇતીહાસના પાઠો પરજ આધાર રાખી ડાહાપણ મેળવવાની આશા રાખે, તો તે કદી પાર પડે નહી. ઇતીહાસમાંથી મળતા ધડા શીખવાને, મોટા બનાવો અને મોટા પુરૂષોના સઘળી બાજુના સંબંધો તપાસી સમજવા જોઇયે છે, અને એકાદ બે દેશ અથવા પ્રજાનો ઇતીહાસ શીખવાથીજ તે

સમજાતા નથી. યુરોપ તેમજ અમેરીકામાં, અહીંની માફક આગળ ઈતીહાસ શીખવવાની એવીજ રીતી હતી, અને સવદેશ તથા સવદેશીઓના ઈતીહાસ પરજ મુખ્ય ધયાન આપી બાકીની દુનયાના ઈતીહાસને ઊતરતી અગતનો ગણવામાં આવતો હતો. દેશાભીમાનનું આ પરીણામ છે, પણ ઈતીહાસના અભયાસ માટે તે ભુલ ભરેલું છે. ફકત એકજ ખંડ લઈયે તો તેની જુદી જુદી પ્રજાઓનો ઈતીહાસ, અરવાચીન કાળમાં, એક બીજા સાથ એટલો ગુચવાયલો રહે છે કે, એકનુંજ વરૂતાંત જાણુચાથી મોટા બનાવોના સંબંધનો પુરણ ખયાલ મળી શકતો નથી. તેવો ખયાલ મેળવવાને સઘળી પ્રજાઓના ઈતીહાસની માહીતગારેની જરૂર છે.

એ રીતે, ઇતીહાસના બીજા તબકાનો અભયાસ કેવી રીતે કરાવવો, તે બાબત મુશકેલીભરી થઈ પડે છે. તેનો નીવેડો લાવવાની બે રીતીઓ સુચવવામાં આવી છે. કેટલાક છુટી છુટી પ્રજાઓનો ઇતીહાસ એકેક પછી શીખવવાની ભલામણ કરે છે; બીજાઓ સઘળી પ્રજાઓના ઇતીહાસનો અભયાસ એકજ વખતે કરાવવાનું સુચવે છે. પણ પેહેલી રીતી પ્રમાણે ઇતીહાસ શીખતાં મોટા રાજદવારી બનાવોની અગતયતા તથા તેના સંબધો, શીખનારનાં મનમાં જેમ બેસતાં નથી, તેમ બીજી રીતીથી બનાવોનો ખયાલ એક ગુંચવણ ભરયાં મોટાં ચીત્ર જેવો થઇ પડે છે. તયારે સલામતી ભરયો મારગ

આ બેઉ રીતની વચેનો છે, અને શીક્ષકો તથા ઈતીહાસનાં પુસતકો લખનારાઓએ તે પ્રમાણે કામ લેવું જોઇયે. શુરૂઆતમાં તેઓએ છુટી છુટી પ્રજાઓના ઈતીહાસના મુખય બનાવો વીદયારથીનાં મન પર ઠસાવવા, અને તે પછી પ્રજાઓના એક બીજા વચેના સંબંધને બેસાડો આપવો. આ રીતો અમલમાં મુકતાં વીદયારથીની મનશકતી તયા તેની વય તરફ ધયાન પુગાડીને, આગળ વધવાની સંભાળ રાખવી. જે બાબત વીશે આ તબક્કામાં શીક્ષકે સંભાળ લેવી જોઇયે છે, તે બનાવોના વખત તરફ વીદયારથીનું ધયાન ખેંચવા સંબંધી છે. વખતની દોરી ચુકવાથી શીખનારનો પાછળનો અભયાસ અને વાંચણ ગુંચવાડા ભરયું થઈ પડશે. એકજ વખતે જુદી જુદી પ્રજાઓમાં જુદા જુદા કેવા બનાવો બનતા હતા, તે વીદયારથીનાં મનમાં હોવાથી ઈતીહાસનું જોડાણ સંપુરણ થઇ રહેશે. આ હેતુ પાર પાડવા માટે વીદયારથીઓને વખતનો ચોકસ મુદત નેમી આપી, તેમાં જુદા જુદા દેશોમાં થઈ ગયલા રાજાઓ તથા બનેલા બનાવો ટીપના આકારમાં ગોઠવવવા.

શીખવેલી બાબતો પાછી તપાસી જતાં, ઈતીહાસનું જ્ઞાન પકું કરવા માટે, એકજ પુરૂષ અથવા એકજ જગોના સંબંધમાં બનેલા સઘળા બનાવોની હકીકત લખાવવી ઉપયોગી થઇ પડશે. એવાં વરણનો લખાવતાં શીક્ષકે તેમની ભાષા સુધારવા વીશે સંભાળભરયા

રહેવું, અને તે ચોકસાઇભરી રહે તેની કાળજી રાખવી. મોટા પુરૂષોનાં વરૂતાંત અથવા છુટા બનાવોની હકીકત લખાવતાં, બાળકોને શીખવાનાં પુસતકથી જુદી એવી બાહેરની ચોપડીઓ વાંચવાનું ઉતેજન આપતા રહેવું. આ ઘણી જરૂરની બાબત છે. બાળકોનાં મનમાં ઈતીહાસના મુખય બનાવોનું ચોકઠું મજબુત ગોઠવાયું હોય છે, તયારે ઘણી નાની વયથી તેમનામાં વાંચવાનો શોક ઊતપન થતાં, તેઓ ઈતીહાસને લગતા ખાસ બનાવોના ગ્રંથો હોંસથી વાંચે છે.

ઈતીહાસ શીખવતાં તારીખો પર ધયાન આપવાની જરૂર છે. છુટા છવાયા બનાવોની તારીખો યાદ રાખવી અલબતે નકામી છે; પણ અગતના બનાવો, જે ઈતીહાસરૂપી રસતાનાં અગતનાં નાંકાં જેવા છે, તેની તારીખ સંભાળથી મનમાં ઠસાવવી જોઇયે છે. યાદદાસતમાં બરાબર રહેવા માટે, તારીખોનો આંકડો વધારે સેહેલો કરી આપવામાં અડચણ નથી.

ઈતીહાસના મુળતતવોનો અભયાસ કરાવવાનાં પુસતકોમાં કેવી બાબતો સમાવવી જોઇયે, તે ઉપર ધયાન આપવાની જરૂર છે. કેટલાક લખનારાઓ પ્રજાના ફકત રાજદવારી અને લશકરી ઈતીહાસનેજ સઘળું વજન લાગુ પાડી, તેની સંસારી જીંદગી વીશે બીલકુલ જણાવતા નથી. ઈતીહાસનો આથી ઘણો મનોરંજક ભાગ છોડી દેવાય છે. સુધારામાં એક પ્રજા કેવી રીતે વધતી ગઈ, તેનો ઉદયોગ, હુનર, સાહીતય, કેળવણી, સંસારી સુધારો,

રીતભાત તથા રેવાજો, એનું વરણન ઇતીહાસનો ઘડો આપવા માટે થોડું અગતનું નથી. ઇતીહાસ શીખવવાનો મતલબ ગુજરેલા બનાવોની ખબર આપવાનીજ નથી, પણ તેથી (૧) યાદદાસત (૨) કલપના (૩) તોલ કરવાની શકતી (૪) વીચાર દરશાવવાની હથોતી, અને (૫) નીતી તથા લાગણીને પણ કેળવવાના છે. તે હેતુઓને પણ ધયાનમાં રાખીને શીક્ષકો તેમજ ઇતીહાસના ગ્રંથો લખનારાઓએ વરતવું જોઇયે છે.

ઇતીહાસના અભયાસનો ત્રીજો તબક્કો, મોટી ઊમરના વીદયારથીએ પાઠશાળામાં પસાર કરવાનો છે. તે વીશે ટુકમાં જણાવવું બસ થશે કે, "તવારીખની ફીલસુફી" વીદયારથી તેમાં શીખે છે, અને ઇતીહાસીક બનાવો ઉપરથી માણસની વરતણુક તથા કાળનાં ચકર વીશે સામાનય અનુમાનો ખેંચે છે. બનાવોનાં કારણો અને તે પરથી મળતા સામાનય કાયદા ઉપજાવી કાહાડવાનું તે આ તબક્કામાં શીખે છે, અને તે ઉપરથી રાજયકીય તથા સંસારી વીદયાની કેળવણી સંપાદન કરેછે.



## સારી રીતે વાંચતાં તથા સારા અક્ષર કાહાડતાં શીખવવા વીશે.

નીશાળની ફતેહનું માપ બે અગતની બાબતોથી થઈ શકે છેઃ–પેહેલી, તેના વીદયારથીઓનો સપષ્ટ ઊચારે અને સમજ સાથ વાંચવાની શકતી; બીજી, સારૂં લખાણ કરવાની શકતી. સારૂં લખાણ કરી શકવું એ શીખનારમાં કાંઈકિ અસલયત રહેલી દેખાડે છે, પણ સમજ સાથ વાંચી શકવું એ સારા લખનારાઓના ઊંચા વીચારોની કદર બુજવા બરાબર છે. સારૂં વાચવું, એટલે એક લખનાર પોતાના વીચારો જેવી રીતે દરશાવેલા જોવા ઈછતો હોય તેવી રીતે તે દરશાવવાઃ વાંચનાર જાણે લખનારની તરફથી તેના વીચારો બોલી જતો હોય એવું કરવું. સારૂં વાંચવું તેટલામાટે, સારૂં બોલવા બરાબર છે. વાંચનાર જો સમજે નહી કે હું શું બોલું છું, તો તે બરાબર વાંચી શકે નહી એ ઊંઘાડું છે, કારણ લખનારના વીચાર પોતે સમજયા વગર તે બીજાને સમજાવી શકે નહી અને લખનારની તરફથી બોલી શકે નહી. સારૂં વાંચવું અને સારૂં બોલવું, બંને કેટલા અતલગના સંબંધથી જોડાયલાં છે તે વીશે શીક્ષક પોતાની ખાતરી સેહેલથી કરી શકશે. કોઈ છોકરો એક મુશકેલ પાઠ વગર સમજે અને કઠોર આવાજે વાંચતો હોય, તેને અટકાવીને અથવા વાંચી રહયા પછી કોઇ સેહેલ અને સાદો સવાલ તેણે પુછી જોવો, એટલે તેને માલમ પડશે કે, છો-

કરનો આવાજ તરત પાછો સ્વભાવીક થઈ જાય છે અને તે ઉલટ સાથ જવાબ દેવા માંડે છે. શીક્ષક તે ઊપરથી અનુમાન કરશે કે, સારૂં વાંચવું અને સમજ પડે એવી બાબત સારી રીતે બોલવી, એ બે સરખાં છે.

સારાં વાચણની મુખ્ય જરૂરીયાતો ત્રણ છે, અને તે વાંચણ શીખવાના જુદા જુદા ત્રણ તબક્કામાં પુરી પાડી શકાય છે. પેહેલી જરૂરીયાત છુટક શબ્દો તથા શબ્દોના વીભાગોનું સપષ્ટ ઊચ્ચારણ કરવાની છે; બીજી, વાક્યો વાંચતાં ઘટતે ઠેકાણે ભાર મુકવાની સમજને લગતી; અને ત્રીજી, લખાણમાં જણાવેલી લાગણી આવાજના ઘટતા ફેરફારે દરશાવવાની શકતી સંબંધી છે. ઘણાં વાક્યો તથા ઊપવાક્યો રૂપે એક વીચાર લખાણમાં જણાવ્યા હોય, તે વાંચતી વેળા છોકરો દરેક વાક્ય ઘટતે સુરે બોલી શકે, તે વાકયના દરેક શબ્દપર જોઇતો ભાર મુકી શકે, અને દરેક શબ્દના દરેક વીભાગનું સપષ્ટ ઉચ્ચારણ કરી શકે, તયારે તે વાંચણ કરતાં બરાબર શીખેલો કહેવાય. કેટલાકો કહેશે કે, સારાં વાંચણના ગુણો સફાઈ, સરળપણું, ધીરજ, બોલવાની ઝડપ અને આવાજનું ઘટતું સુર, એવા છે. પણ વીચાર કરતાં માલમ પડશે કે, વાંચણની ઉપર જણાવેલી ત્રણ જરૂરીયાતો પુરી પડતાં, આ સઘળા ગુણો વીદયારથીમાં આપોઆપ આવવા જોઇયે. વાંચવાનો પાઠ જો પુરતો સેહેલો અને વાંચનારની સમજ તથા ઉમરને અનુકુલ હોય, તો તેનું વાંચણ સારૂ અને સરળ ઘણુંકરી થવું જોઇયે. આવાજનું

સુર અને બોલવાની ઝડપ પાઠમાં દરશાવેલી લાગણી પર આધાર રાખે છે, અને સપષ્ટ ઉચ્ચારણ તથા વાકયોમાં ઘટતે ઠેકાણે અટકવાની સમજથી વાંચવામાં ધીરાપણું આવે છે.

વાંચણ શીખવવાના ઉપર જણાવેલા પેહેલા બે તબક્કા, જેમાં છુટક શબ્દોના ઊચ્ચાર કરવાનું તથા વાકયોમાં ઘટતે ઠેકાણે ભાર મુકવાનું શીખવવામાં આવે છે, તેમાં શીક્ષક પોતાનો રસતો સેહેલથી જોઇ શકશે. ત્રીજો તબકો લાગણીથી વાંચી શકવાનો છે, તે વીશે હવે સુચના કરીશું. આ તબક્કામાં શીક્ષકે શુરૂઆતમાં પોતે પાઠ વાંચી વીદયારથીને પોતાની નકલ કરવાને ઉસકેરવો. પ્રશ્નારથક વાકયો તેમજ નાનાં વાકયો રૂપે લખેલો બે અથવા વધારે છોકરાં વચેનો વાદ વીવાદ, એ વંચાવતાં કેવી ઢબે બોલવું જોઇયે તે શીક્ષકે દેખાડયાથી, બાળકો ખરી સમજ અને લાગણી સાથ વાંચતાં શીખશે. વાંચણના શુરૂઆતના તબક્કામાં આ રીતે શીક્ષકની નકલ કરવાની જરૂર છે, અને બાળક તેથી એકનાં એક સુરે કંટાળો ઉપજાવે એવી રીતે વાંચવાથી અટકશે. પણ શુરૂઆતનો તબક્કો પુરો થતાંજ બાળકના આવાજને તેનું સવભાવીક સુર લેવા દેવું. શીક્ષકે તેના આવાજને ફેરવવાને અને પોતાના સાદ અથવા ઢબની નકલ કરવાને તેને ઉતેજન આપવું નહી; અગર નહી તો બાળકના આવાજને નુકશાન થશે. શીક્ષકે ફકત બાળકને તેનો આવાજ વાપરતાં શીખવવાનું છે. આવાજની ઢબ

જુદી જુદી લાગણીઓ દરશાવવાને કેવી રીતે ફેરવાવ જોઈયે, તે તો તેનો સમજ તથા સવભાવીક આવાજ ઉપર આધાર રાખશે.

ખરી સમજ અને લાગણી સાથ વાંચી શકે તે માટે વાંચનારની વય અને સમજ શકતીપર ધયાન આપવાની જરૂર મોટીછે. અદેખાઈ, પસતાવો, વેર અને એવી બીજી મોટી વયે થતી લાગણી દરશાવનારૂ લખાણ બાળક માટે અનુકુલ નથી એ દેખીતું છે. બીજા હાથ ઊપર, જાનવર તરફ દયા, માનું મરણ, ખેતરો વગેરેમાં ફરવા હરવાનો શોક, એવી બાબતો તેને અનુસરતી છે, અને તે વાંચતાં તે પોતાની લાગણીને સેહેલ રસતો આપી શકે એમ છે. વીશેષકરી એવા વીષયો પર જોરેથી કવીતા બોલાવવી ઘણી ફાયદાકારક થઈ પડશે. બાળકને તેમાં રસ ઉપજી વાંચવાની માથાકુટ ઓછી લાગશે, અને પોતાનો સઘળો જીવ તે વાંચણમાં ઉતારી દેશે. વાંચણનું શીખવવા સંબંધી શેવટની સામાનય સુચના આ છે કે, શીક્ષકે વીદયારથીઓ આગળ સારી રીતે વાંચીજવું, જેથી તેમને ઘણો લાભ થશે.

વીદયારથીઓના સારા અક્ષર, એ શુરૂઆતની કેળવણીની નીશાળનાં માપ સરખાછે, અને જેમ આ તેમજ બીજા દેશોમાં આગલા વખતના બાહોશ શીક્ષકોની નામના, પોતાના વીદયારથીઓને સારા દસતખત કાહાડતાં શીખવવાપર રહેતી હતી. અક્ષર વળાવવાની જરૂર વીશે દરેક શીક્ષકે નીચલી બાબતો ધયાનમાં રાખવાની

છે:-( ૧ ) વીદયારથીની કેળવણી જેમ વધારે, તેમ તેનાં જ્ઞાનનો ઉપયોગ થવા માટે સારા અક્ષર લખવાની જરૂર વધે છે; ( ૨ ) સારા અક્ષર, સંસારનાં કામોમાં દાખલ થતાં દરેક છોકરા તથા છોકરીને એક ભલામણપત્ર જેવા થઇ પડે છે; (૩) થોડાંજ છોકરાં એવાં હશે, જેમને સારા અક્ષર કાહાડતાં શીખવી નહી શકાય; ( ૪ ) શીક્ષક પોતે જો સારો લખનાર હશે, તો બાળકો નકલ કરવાના પોતાની સવભાવીક મોટી શકતીને લીધે જરૂર સારા લખનાર થઈ શકશે; એટલુંજ નહી, પણ જે શીક્ષકના અક્ષર સાધારણ હશે તે વટીક, ચાલુ સંભાળ અને વીચારવંત સુચનાથી પોતાના વીદયારથીઓને સારૂં લખવાની ટેવ પાડી શકશે.

સારા અક્ષર ત્રણ મુખ્ય ગુણોથી જણાય છે:- પેહેલો, લખાયલું સેહેલથી વાંચી શકાય એવું હોય; બીજો, અક્ષરના આકારો આંખને ખુશ દીસે; અને ત્રીજો, લખાણ સેહેલાઈ અને ઝડપ સાથ થાય. આ ગુણો બાળકનાં લખાણમાં ઉતારવા માટે ચાલુ ખંત અને તકેદારીપર મોટો આધાર રહેછે, પણ નીચલી સુચના તેના સંબંધમાં ઉપયોગી જણાશે. લખેલા અક્ષરો આકારમાં બને એટલા સાદા હોવા જોઇયે, કારણ શોભાનાં પાંખરાં અને પુછડાંથી લખાણ વાંચવાની સેહેલાઇમાં હંમેશાં ઘટાડો થાય છે. અક્ષરોની વળણ બનતાં સુધી ગોળ અને ભરાઉ રાખવી, કારણ અણીયાળા અક્ષરો જેમ શોભામાં ઊતરતા છે તેમ વાંચવે કઠણ પડેછે. બાળકો કને કાપર-

પલેટપરથી છાપેલા નમુનાઓ ઘુંટાવવાથી શુરૂઆત કરી, શબ્દો તથા ટુંકાં વાકયો હાથ ઉચકયા વીના તેઓ ઝડપે લખે એવી શકતી તેમને આપવી. અક્ષર સુધારા માટે પ્રથમ સલેત કે કાગજનો ઉપયોગ કરવો, એ વીશે અનુભવીઓમાં મતફેર રહેલો છે, છતાં સલેતનો ઉપયોગ પ્રથમ કરાવવાની તરફેણમાં બે મજબુત કારણો રહેલાં છે. પેહેલું આ કે, પથર પેન પકડી તેને ચલાવવામાં નાનાં બાળકોને જેટલી સેહેલાઇ લાગેછે તેટલી કાગજપર કલમ ચલાવવામાં લાગતી નથી. બીજું, સલેતપર ભુલો સુધારવી જેટલી સવળ પડે છે તેટલી કાગજપર પડતી નથી. છતાં કાગજપર લખાવવાની શુરૂઆત કરવાનું, લાંબી મુદત સુધી મુલતવી રાખવું નહી. અક્ષરોના આકાર કાહાડવાની પેહેલી મુશકેલી વટાવયા પછી તરત બાળકને કાગજપર લખતાં શીખવવું, કારણ તેથી જેમ સફાઇ રાખવા તથા ધયાન આપવાની ટેવ પડે છે તેમ અક્ષર વાળવાનાં કામમાં ઘણી ઊતાવળે વધારો થાય છે. શુરૂઆતમાં બાળક કને કેટલા મોટા અક્ષરો કહડાવવા તે વીશે એટલું ધયાન રાખવું કે, બાળકની નહી ઘડાયલી નજર પોતાના અક્ષરની ખામીઓ સેહેલાઇથી જોઈ શકે એટલા મોટા તે હોવા જોઇયે; પણ તેજ વખતે તે એટલા મોટા હોવા જોઇયે નહી, કે જેથી બાળકની નહી કસાયલી આંગળીઓ તેમની નકલ કરતી અટકે. અક્ષર સુધારવા વીશે કેટલીક સાધારણ સુચના કરી આ વીષય સમાપત કરીશું:—

૧. વીદયારથીની લખતી વેળાની ઢબ ઉપર ધયાન આપવું. બેસવા માટે તેને પુરતી મોકળાસ હોવી જોઇયે અને ટેબલ ઘટતી ઉંચાઇની હોવી જોઇયે.

૨. પેન અથવા કલમ બરાબર પકડતાં સંભાળથી શીખવવું. આ માટે શીક્ષકે પોતે પેન પકડી દેખાડવી એ સહુથી સારો રસતો છે. પેનના નાના ટુકડાઓ વડે બાળકે કને કદી લખાવવું નહી.

૩. કાપા, વાંક, પુંછડાં વગેરે અક્ષરોના વીભાગે પ્રથમ કાહાડતાં શીખવતાં તેપર હદ બાહેર વખત ગાળવો નહી. શબદો તથા ટુંકાં વાકયો લખાવવાનું બને એટલું જલદી શીખવવું.

૪. લખાવતી વેળા ચાલુ દેખરેખ રાખવી, અને ભુલો સંભાળથી તથા બને તો તરતજ સુધારી દેખાડવી. કાપી બુકમાં મુખય ભુલો પ્રથમ સુધારવી. ઘણાં છોકરાં એકજ ભુલ કરતાં હોય, તો તે બલેક બોરડ (પાટી) પર સુધારવી.

૫. પેન, હોલડર, સાહી, કાગજ વગેરે બને એટલાં ઉંચાં વાપરવાની જરૂર સમજવી. વર્ગમાં "મોનીટર" ઠરાવી, કાપી, પેન વગેરે વેંહેંચી આપવાનું તેને સોંપવું, અને વીદયારથીઓ લખી રહયા પછી ખડીયા પાછા ઢાંકે, કલમ નુછી નાખે, વગેરે બારીક બાબતોપર ધયાન આપવાનો તેને હુકમ કરવો. કાપી બુકોમાં દાઘા વગેરે પડે નહી, તેની અગત વીદયારથીનાં મનપર ઠસાવવી.

૬. લખવામાં પુરતો વધારો કીધા પછી, બાળકો કને નકલો ઉતરાવવાં તથા "દીકતેશન" (બોલાયલું) લખાવવા માંડવું.

૭. શીક્ષકે હંમેશ ધયાનમાં રાખવું કે, નાના અક્ષ-રજ વીદયારથીઓને જીંદગીમાં કામ આવશે, માટે તે શેવ-ટની નેમ ધયાનમાં રાખી તેમના કને નાના સારા અક્ષર બ-ખાવવાની સંભાળ લેવી.

## નીશાળનો સરસામાન પસંદ કરતાં બાળકોની તનદરૂસતી સંબંધી ધયાનમાં રાખવાના નીયમો.

બાળકોને કેળવણી આપવા સંબંધો શીક્ષકોને સુ-ચના કરતાં, નીશાળનાં ફરનીચર અથવા સરસામાનને લગતો વાત થોડી અગતની ગણવી જોઇતી નથી, અને આ શેવટનો વીષય તેને લગતો છે. નીશાળનો સરસા-માન, એટલે શીક્ષકો અને બાળકોની સગવડ માટેની નીશાળના ઓરડાઓ માહેલી વસ્તુઓ. તેમાં છોકરાંઓ માટેના બાંકો તથા દેસકો, શીક્ષકોની દેસક, ટેબલો, ડગ-લા મુકવા માટેની ચાલ, કબાટ, પરદા વગેરે તરેહવાર ચીજો હોય છે. દરેક વીશે લંબાણ નહી કરતાં, નીશાળ-પાઓનું જે વસતુઓ સાથ આખો દીવસ કામ રહેલુ છે તે, જેવી કે દેસકો, તેમના વીશે વીશેષકરીને તથા બી-જા સરસામાન વીશે સાધારણ રીત સુચના કરીશું.

જેમ ઘરોનો તેમજ નીશાળોનો સર સામાન પ-સંદ કરતાં ત્રણ બાબતોપર ધયાન આપવું જોઇયે છે: ઉપયોગીપણું, શોભા અને કરકસર. સામાન ઉપયોગી

ક્યારે કહેવાય? જ્યારે વાપરનારની સગવડ તથા સુખ તેથી સચવાતાં હોય ત્યારે. લગભગ તેટલીજ અગતની બાબત સામાનની શોભાને લગતી છે, અને પસંદ કરનારનો ઊંચો શોક ("તેસ્ત") તેથી જણાઈ આવે છે. બાંકો, ટેબલો વગેરે દેખાવમાં બેડોળ નહીં હોય, તેનો રંગ અને રચના સારાં હોય, તો તેથી છોકરાંપર સારી અસર થાય છે. તેમનાપર કેળવણી સંબંધી સારી અસર કરનારાં આસપાસનાં સાધનો જેવાં તે થઈ પડે છે. લનડનની નીશાળોની મંડળીના એક અનુભવી અમલદારે આ બાબત વીશે જણાવ્યું છે કે,

નીશાળનું રાચરચીલું દેખાવમાં શોભીતું અને જાત તેમજ બનાવટમાં ઊંચા પ્રકારનું હોવું જોઈયે. આસપાસની વસ્તુઓની અસર બાળકનાં મનપર વીશેષકરી થાય છે, અને સઉથી સાદી તથા સાધારણ ચીજોના આકાર અથવા રંગની સુંદરતા સાથ દરરોજ પળોટાતા રહેવાથી, તેમનાં મનમાં ઊંચા શોક ("તેસ્ત")નાં બી રોપાઈ ખીલતાં જાય છે.

ત્રીજી બાબત કરકસરની છે, તેના સંબંધમાં નીશાળોના માલેકોએ યાદ રાખવું જોઈયે કે, સસતો માલ શોધવાને બદલે યોજના, બનાવટ અને કારીગીરીમાં ઊંચો હોય એવોજ માલ મેળવવાની કોશેશ કરવાથી ખરી કરકસર થઈ શકશે. નીશાળના સામાનનો દરરોજનો ઘસારો ઘણો મોટો હોય છે અને તે વખતે વખત બદલી શકાય એમ હોતું નથી, જેથી પ્રથમથીજ સારો માલ મેળવવાની જરૂર મોટી થઈ પડે છે. રાચરચલું ઊંચું, ચળકતું, અને દેખાવમાં ખુશી ઉપજાવનારૂં હોય, તો

શીક્ષકો તેમજ નીશાળયાઓને તે વીશે વધારે માન રહે છે, અને તેનો તેઓ વધારે સંભાળ કરે છે. શીક્ષકો વળી પોતાના અનુભવથી જાણે છે કે, પોચું લાકડું, ખભરાયલી કોર અને એવી બીજી સરસામાનની ખામી તરફ ધયાન ખેંચાતાં તોફાની છોકરૂં તેને ખરાબ કરવાની પોતાની ઇચ્છાને દાબી શકતું નથી. કરકસરના સંબંધમાં આ સઘળી બાબતો શીક્ષકોએ ધયાનમાં લેવાની છે, અને સરસામાનની યોજના તથા બાંધણી વીશે તેઓએ પોતે બનતાં સુધી અભયાસથી માહીતગાર થઈ તે પ્રમાણે કામ લેવું જોઇયે છે.

યુરોપ તથા અમેરીકામાં તેમજ આ દેશમાં લખવાની દેસકની સાથે જોડેલા બાંકો વાપરવાનો ચાલ સાધારણ થઈ પડ્યો છે, અને છુટા બાંકો ઘણુંકરી •વપરાતા નથી. તોપણ આ દેશમાં તે હજી ઘણે ઠેકાણે વપરાય છે, જેથી તે વીશે પણ કેટલીક સુચના કરવી અવશયની છે. છથી સાત ફીટ કરતાં વધારે લાંબા તે રાખવા નહી. બાળકોની નીશાળોમાં તેનો ઊંચાઈ સાડા સાતથી નવ ઇંચનો રાખવો, અને વધારે મોટી ઊમરનાં છોકરાં માટે દશાથી ચઉદ ઈચ સુધી તે હેરફેર રહેવો જોઇયે. બેસવાનાં પાટીયાંની પોહોળાઇ આઠથી નવ ઈંચ જેટલી હોય તો તે પુરતી છે. બાળકને અઢેળવા માટે બાંક સાથ ઢળતી પીઠ સાથના ટેકા રાખવાનો જરૂર છે, તે વાતપર શીક્ષકોએ વીશેષ ધયાન આપવું જોઇયે છે, કારણ છોકરાંની તનદરોસ્તીનો જાળવણી સાથ તે તાલુ-

કો રાખનારી છે. બાંક વળી હીલચા કરતો નહી રહે તે માટે, કેટલાકો જમીન સાથ તેને જડી લે છે, પણ તે સગવડ ભરયું નહી હોવાથી તના પગ પોહોળા રાખી ભોંય પર તે મજબુત બેસે એવું કરવાની ગોઠવણ રાખવી વધારે પસંદ કરવા જોગ છે.

દેસક અથવા લખવા માટેની ઢળતી ટેબલ, એ વસતુ નીશાળના સરસામાનનો વખત જતાં સઉથી અગતનો ભાગ સઘળા દેશોમાં થઈ પડતો જાય છે, અને તે વીશે વીશેષ વીવેચનની જરૂર છે. યુરોપ તથા અમેરીકામાં દેસકની રચના તથા બનાવટ વીશે તરેહવાર યોજનાઓ કરવામાં આવી છે, અને તે સંબંધી અભયાસ અને અનુભવ, દેસક સંબંધી બે જરૂરની બાબતોપરથી તેઓએ મેળવયો છે. એક આ કે, કેવા નમુનાની દેસક, અને તે કેવી રીતે ગોઠવયાથી, છોકરાંની તનદરોસતી સંબંધી જરૂરીયાતો પુરી પાડી શકશે; અને બીજું, કેવા પ્રકારની દેસકોથી નીશાળ ચલાવવાનું કામ સગવડ ભરયું થશે. આ સવાલોનો નીરણય કરતાં યુરોપ તથા અમેરીકાના અનુભવી શીક્ષકો નીચલાં સાધારણ અનુમાનોપર આવયા છે:-

**સારી દેસકની જરૂરીયાતો**-(૧) દેસકનું પેહેલું કામ લખવા માટે સગવડ કરી આપવાનું છે. તેનું મથાળું તેટલામાટે બરાબર મકમ રેહેવું જોઇયે. તેની ઊંચાઈ, પોહોળાઈ તથા ઢળાવ ઘટતાં હોવાં જોઇયે અને કલમ તથા સાહી રાખવાની ગોઠવણો તેમાં પુરતી થવી જોઇયે.

(૨) દેસક સાથ સુખદાયક બેઠક, છોકરાંનાં કદ પ્રમાણે ઘટતી ઊંચાઇ તથા પોહોળાઇની હોવી જોઇયે, અને અઢેળવા માટે તેને પીઠેથી ઘટતો ટેકો જોઇયે. દેસક અને બેઠકવચેનો તફાવત એટલો રહેવો જોઇયે, જેથી આંખ તથા આખું શરીર લખવા માટે સેહેલાઇભરી અને શરીર સુખાકારીને અનુસરતી ઢબમાં રહે.

(૩) બીજી ઓછી અગતની છતાં લક્ષ આપવા જોગ બાબતો, પગ મુકવાના કઠેરાની, અલફાતુ ચોપડી તથા સલેત મુકવાની સગવડની અને છોકરાંને ઊભું રહેવા માટે પુરતી જગો હોવા સંબંધી છે.

સારી દેસકની ઉપલી ત્રણ જરૂરીયાતો કેવી રીતે પુરી પાડવી, તે વીશે અનુભવીઓ નીચલી ભલામણ કરે છેઃ—

(૧) દેસકનું ઢળતું મથાળું પોહોળાઇમાં બાર ઇંચથી ઓછું હોવું જોઇયે નહી અને તેનો ઢળાવ બે ઇંચ જેટલો રાખવો. સાહી, કલમ વગેરે માટે રાખેલો ઉપલો સપાટ ટુકડો ત્રણથી સાડા ત્રણ ઇંચ પોહોળો હોય તો ઘણો છે દેસકની ઊંચાઇના સંબંધમાં એવું માપ રાખવું કે, છોકરૂ બાંક પર બેસતી વેળા પોતાના હાથનો કોપરીયાં સુધીનો ભાગ દેસક ઉપર વગર અડચણ થવે સપાટ ફેરવી શકે. આ પ્રમાણે લેતાં ઊતરતા વરગોનાં બાળકો માટે દેસકની ઊંચાઈ વીસ ઇંચ હોય તો પુરતી છે, અને ઊપલા વરગો માટે તે બાવીસ, ચોવીસથી છવીસ ઇંચ સુધીની રાખવી. આ નીયમ ધયાનમાં રાખવો સેહેલ પડશે કે, દેસકનાં મથાળાં અને બાંકની વચેનું ઊભી લીટીનું છેટું, બચાંનાં કોપરીયાં સુધીના બાહેરના અરધા ભાગ જેટલું લંબાઇમાં હોવું જોઇયે, અને તેપરથી દેસકની ઊંચાઈ વીષે પકું પ્રમાણ મેળવી શકાશે.

(૨) દેસક સાથ છુટા અથવા જડી રાખેલા બેસવાના બાંકની ઊંચાઇનું માપ પણ એવીજ સેહેલી રીતે લઇ શકાશે. યાદ રાખવું કે, પગનાં ઘુંટણથી એડી સુધીની લંબાઇ જેટલો ઊંચો બાંક હોવો જોઇયે. જરમની દેશની નીશાળોમાં લાંબા વખત સુધી કીધેલી અજમાયશ ઊપરથી આ વાત સીદ્ધ થઇ છે. બાંકની પોહોળાઇ આઠ, સાડા નવ અને દશ ઇંચની વચે હેરફેર રહેવી જોઇયે. લખતી વેળા છોકરૂં આગળ ઘણું વાંકું વળે છે તેનો ઊપાય કરવા માટે, બાંકનાં પાટીયાંને પછવાડેથી થોડુંક ઢળતું રાખવાની ભલામણ કરવામાં આવે છે, અને તે પસંદ કરવા જોગ છે. દેસકના બાંકના સંબંધમાં બીજી અગતની બાબત, પાછળથી અઢેળવા માટેના ટેકાની છે. આ જરૂરીયાત પુરી પાડવા માટે સઊથી સારો રસતો એ છે કે, બેઠકથી સાતથી દશ ઇંચની ઊંચાઇએ એક આડો કટેરો જડી લેવો, જેથી શરીરના જે ભાગને ટેકો મળવાની સઊથી વધારે જરૂર એવો જે બરડાનો નીચલો ભાગ છે, તેને અઢેળવાનું મળી હાથોની હીલચાલ સંપુરણ છુટભરેલી રહેશે. આ પ્રકારનો ટેકો બાળકની સગવડ તેમજ તનદરોસતી માટે જરૂરનો છે.

(૩) દેસક તથા બાંકની વચેનું છેટું કેટલું રહેવું જોઇયે એ અગતનો સવાલ છે, અને તે સંબંધી કેટલીક મુશકેલી રહેલી છે. લખવા માટે તે છેટું જેટલું રહેવું જોઇયે છે તે કરતાં ઉભા રહેવા માટે વધારે રહેવાની જરૂર હોવાથી, બેઉ જરૂરીયાતો એકજ દેસક તથા બાંકના સંબંધમાં પુરી પાડવાનું વીચારવાજોગ થઇ પડે છે. દેસકનો ઉપયોગ લખવા માટે કરવો હોય તયારે બાંક અને દેસકની વચે લગભગ કશું છેટું રહેવું જોઇતું નથી. બીજા શબદોમાં, તે

છેટું એવું હોવું જોઇયે કે, દેસકનાં ઢળતાં પાટીયાંની માહેલી કોર આગળથી એક દોરી ઉભી નાખી હોય, તો તે બાંકની માહેલી બાજુની કોરપર બરાબર આવી પડે. પણ દેસકમાં ઉભા રહેવા માટે આ ઉભી દોરી અને બેઠકની કોર વચે પાંચ ઇંચની જગો રહેવી જોઇયે. આ બેઉ છેટાં દેસક અને બાંકની વચે જુદી જુદી વખતે રાખવા માટે યુરોપ તથા અમેરીકામાં અનુભવીઓએ તરેહવાર યુકતીઓ રાખી છે. તેમાં મુખ્ય એવી છે કે, બાંકના પાટીયાંને તેના પગ ઉપર મીજાગરાંથી જડવામાં આવે છે, જેથી ઉભા રહેતી વખતે છોકરૂં તેને ઉચકીને બાજુએ ઉભું કરી શકે છે. બીજી એક યુકતી એવી છે કે, દેસકના ઢળતા ભાગને મથાળાંના સપાટ ભાગ સાથ મીજાગરાંથી જોડેલો રાખે છે અને તેને માહેથી મીજાગરાંપર ફરતાં ત્રીકોણાકાર પાટીયાંના ટુકડાથી ટેકાવેલો હોય છે. તે ટુકડો આગળ પાછળ ફરતો રહી દેસકના ઢળતા ભાગને ઉચકેલો રાખે છે અથવા પાડી નાખે છે, અને ઉભુ થતી વખતે છોકરૂં તેને પાડી નાખી, મોકળી જગો મેળવી શકે છે. વધારે સેહેલ ઉપાય, ઉભા થતી વખતે દેસકમાંથી બાહેર નીકળી ઉભા રહેવાનો છે, પણ તેથી દેસકોની હારો વચે વધારે જગો રાખવાની જરૂર પડે છે.

(૪) પગ અઢેળવાનો આડો કટેરો એવા આકારનો રાખવો, જેથી પગની એડી તેપર મજબુત ગોઠવાય.

દેસકોની રચના વર્ગના ઓરડામાં કેવી રીતે કરવી, તેનો ફડચો પણ જુદી જુદી પ્રકાર દેસકોની તરેહવાર ખુબી ખામીઓ પર આધાર રાખે છે. દેસકો ત્રણ જાતની હોય છે:– પેહેલી, જેનો ઊપયોગ ફકત એકજ છોકરો કરી શકે એટલી નાની; બીજી બે છોકરાઓ માટે

લાયક કીધેલી; અને ત્રીજી, બેથી વધારે છોકરાઓની સગવડ સાથની. યુરોપ અને અમેરીકાની નીશાળોમાં એકલી દેસકો વધારે પસંદ કરવામાં આવે છે, અને તેનો ફાયદો એવો છે કે, દરેક છોકરૂં તેથી સંપુરણ રીતે અલગું કામ કરી શકે છે. પણ તેથી જગા ઘણી રોકાઇ જતી હોવાથી સઘળેજ તે અનુકુલ થઇ શકતી નથી. બેવડી અથવા બે છોકરાઓ માટેની દેસકો સાડા ત્રણ ફીટ લાંબી બનાવવામાં આવે છે, અને વર્ગમાં તેમની રચના કરતાં, વધુમાં વધુ તેની પાંચ હાર કરી છોકરાઓને બેસાડવામાં આવે છે. હાલંડ અને જરમની દેશોની નીશાળોમાં આ ગોઠવણ ચાલે છે અને ઇંગલંડમાં પણ તે સાધારણ રીતે અમલમાં આવે છે.

દેસકમાં સાહી પુરવા માટે કેવી ગોઠવણ કરવી જોઇયે તે વીશે તથા તેને લગતુ કામ કોઇ જવાબદાર વીદ્યાર્થીને સોંપવા વશે નીચલી સુચના શીક્ષકોએ ધયાન આપવા જોગ છે:–

દેસકમાં સાહીનો ખાંચો છોકરાંના જમના હાથ પર રાખવો જોઇયે. દેસકના ચપટા ભાગમાં સાહીનો ખડયો એવી રીતે બેસાડવો કે, તેની ઊપલી કોર લાકડાંની બાહેર નીકળી આવેલી નહી હોય. સાહીને ધુળથી બચાવવા માટે તે પર કોઈ વાર મીજાગરાં સાથનું લાકડાંનું ઢાંકણુ કરવામાં આવે છે, પણ વધારે સાધારણ રીતે પીતલ અથવા જસતના સોહેલાઇથી ફરતા ટુકડાથી તેને ઊઘાડ ઢાંક કરવામાં આવે છે. "હાકરીલ દેસક"ને નામે ઓળખાતી દેસકોમાં લાખંડનો એક પટો એવી રીતે ગોઠવેલો હોય છે કે, તેને આગળ પા-

છળ ફેરવવયાથી કલમ બોળવાના છીદ્રો ઉઘાડ ઢાંક થયા કરે છે. સાહી પુરવા માટે નીયમસર અને સારી ગોઠવણ કરવાની જરૂર છે. તે કામ એક વીદયારથીને મોનીટર ઠરાવી તેને સોંપવું. સાહીની સીસી, તે સંભાળથી રેડવા માટે કાચની ગળણી, લાંબાં અને સાંકડાં મહોડાંનો કુંજો, અને સાહોના છાંટા પડતાં લુછી નાખવા માટે ફલાનલનો ટુકડો, એ સઘળું તેના હવાલામાં આપવાં. સરસામાન પર સાહીના ડાઘ પડે તે દુર કરવા માટે શીક્ષકે કાંઇ રસાયણી મેળવણી તઇયાર રાખવી. નીચલી તે માટે ઠીક પડશે:—એક પાઇંટ પાણીમાં ૦ાા આઉંસ સાઇત્રીક આસીડ ( *citric acid* ), ૦ાા આઊંસ તારતરીક આસીડ ( *tartaric acid* ) અને ૦ાાા આઉંસ ઓકઝાલીક આસીડ (*oxalic acid*) પીગળાવવી. આ મેળવણી ઝેરી હોવાથી શીક્ષકે તે તાળાં કુંચીથી સંભાળી રાખવી.

વર્ગમાં છોકરાંને કેવી રીતે રાખવાં તે વીશે જુવાન શીક્ષકોને કેટલીક સુચના જરૂરની છે. યાદ રાખવું કે, છોકરાં આખો દીવસ દેસકમાં બેસી કામ કરતાં હોય, તો વખતે વખત તેમને ઊભાં રહેવાની પણ તક આપવી. ઘણો વખત ચાલુ બેસી રહેવું તેમજ ઘણો વખત ચાલુ ઊભા રહેવું, એ બેઉ નાપસંદ કરવા જોગ છે. સરસામાનની સફાઇની સંભાળ કરતાં બાળકો પર ધયાન આપવાની બેદરકારી કરવી નહી. તેમનું શરીર સીધું રહે અને સેહેલાઇથી ટેકાવી શકતું હોય એમ કરવાની હંમેશાં સંભાળ લેવી. લખતી વેળા કેટલાંક છોકરાંને કઢંગી ઢબે વાંકાં વળવાની ટેવ હોય છે, તે દુર કરવાની જરૂર

છે, કારણ તેથી આંખને નુકશાન થાય છે તથા ફેફસાંનું કામ છુટથી થતું નથી.

નીશાળને લગતા સરસામાનની, દેસક અને બાંકો શીવાય, બીજી તરેહવાર વસતુઓ હોય છે, જેપર નીશાળના માલેકો તથા શીક્ષકોએ ધયાન આપવું જોઇયે છે. તે સરવે વીસતારવું જરૂરનું નહી વીચારતાં શેવટે જણાવીશું કે, દરેક નીશાળ સાથ બાળકોને રમવાનો મોટો ખુલો ચોક રાખવો, અને તેમાં શરીરને કસવાનાં સાધનો, જેવાં કે પેરેલલ તથા હારીઝાનટલ બાર, હીચકા વગેરે પુરાં પાડવાં જોઇયે, કે જેથી બાળકો ગમત તથા શરીર સુખાકારી સાથ જ્ઞાન મેળવવાને શકતીવાન થાય.



# મુંબઈ સમાચાર આફીસમાં વેચાતાં ચોપડી ચોપાનીયાં વગેરેની ટીપ.

| | રૂ. આ. પા. |
|---|---|
| ખરજે નામાં—અગીઆર દફતર ૮ માંથી ૧૮ માં સુધી કીંમતી દર એકની રૂ ૧) લેખે........... | ૧૧— ૦— ૦ |
| ગઝલસતાન—પાંચ પુસતકના શટ એકની કીંમત | ૪— ૦—૦ |
| છુટી નકલ ૧ ના............................... | ૧— ૦— ૦ |
| વંદીદાદનો ગુજરાતી તરજુમો પરોફેસર હારલેના અસલ ફરેંચ તરજુમાં ઊપરથી ........... | ૨— ૦— ૦ |
| ખોરદેહ અવસતાનો ગુજરાતી તરજુમો ......... | ૨— ૦— ૦ |
| હીંદુ દેવતાઓની ચીત્રમાળા...... ............ | ૧— ૮— ૦ |
| ગુજરાતી ડીરેકટરી મુંબઇ શેહેરના વરણન સાથે | ૦— ૮— ૦ |
| સુખ દુખનો સાથી પુસતક ૧ લું, ૨ જું ૩ જું, ૪ થું, ૫ મું, ૬ ઠું, ૭ મું તથા ૮ મું દરએકની કીંમત ........ ...................... | ૧— ૪— ૦ |
| પંચોપાખયાન....................................... | ૧— ૦— ૦ |
| ઇસપનીતીની ચોપડી ............................ | ૧— ૦— ૦ |
| ફાલનામું અથવા ભવીષ જોવાની ચોપડી...... | ૧— ૦— ૦ |
| આનરેબલ દાદાભાઈ નવરોજીની જીંદગીના હેવાલની ચોપડી........................................ | ૧— ૦— ૦ |
| અરેકાવાના હજારકુટા ... ......................... | ૧— ૦— ૦ |
| કાળુ કુબાજનાં કરતુક ! ........................ | ૧— ૦— ૦ |
| ગામડેની ભાંખીને મુંબઇ શેહેરે ભમી......... | ૧— ૦— ૦ |
| ગામડેની ગલાલવહુ અને મુંબઇ શેહેરની ડીયર એમી ! ........................................ | ૦—૧૨— ૦ |
| પુંજીઆજીની વારતાની ચોપડી ............... | ૦—૧૨— ૦ |
| મુકતા બોધ ........................................ | ૦— ૪— ૦ |
| ખુરદેહ અવસતા ................................. | ૧—૧૨— ૦ |
| બાલોદય—પુસતક ૧લું, ૨જું, તથા ૩જું કીંમત દરએકની .......................................... | ૦— ૮— ૦ |
| દરરોજનો ઘેર ખરચ રાખવાની ચોપડી—પારસીઓ માટેની ........................................... | ૦— ૮— ૦ |
| કબીર પદ .......................................... | ૦— ૬— ૦ |
| ધોબીનાં કપડાંની ચોપડી ....................... | ૦— ૬— ૦ |
| આજના હીંદુસતાન વીશે કેટલુંક વીવેચન—એ વીશય ઊપર લારડ રીપને કરેલું ભાષણ ...... | ૦— ૪— ૦ |